સિંહસ્થ ગુરૂ વેળાએ

# શ્રી ગોદાવરી મહાત્મ્ય.

-:સ્કંધ પુરાણમાંથી શ્રદ્ધાળુ જનોને વાસ્તે ભાષાંતર:-



નવી આવૃત્તિ

છપાવી પ્રસિદ્ધ કરનાર

ડાહ્યાભાઈ નવલરામ શાહ

ગાંધીચોક—સુરત.



મુદ્રક:—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણાલય:-શ્રી 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ, ચૌટાના પુલ પાસે-સુરત.

ઈ. સ. ૧૯૩૧ ] કીંમત છ આના. [ સંવત ૧૯૮૭

### સિંહસ્થ ગુરૂ વેળાએ

# શ્રી ગોદાવરી મહાત્મ્ય.

—: સ્કંધ પુરાણમાંથી શ્રદ્ધાળુ જનોને વાસ્તે ભાષાંતર. :—



નવી આવૃત્તિ

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ડાહ્યાભાઈ નવલરામ શાહ.
ગંભીચોક—સુરત.



મુદ્રક:—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણાલય:—ધી 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ, ચૌટાના પુલ પાસે—સુરત.

ઈ. સ. ૧૯૩૧ ] કીંમત છ આના. [ સંવત ૧૯૮૭

શ્રીગોકુલેંદુર્જયતે.



# શ્રીવલ્લભકુળભૂષણ શ્રીમંત દેવકીનંદનાચાર્યજી

મહારાજશ્રી આપનો સુશીલ સ્વભાવ, પોતાના સંપ્રદાયીઓ અને અન્યધર્મી-
ઓના આલોક અને પરલોકમાં કલ્યાણ થવાના દરેક કાર્યમાં આપનો
ઉત્સાહ, આગ્રહ, દેશમા નીતિમત્તા વધારવાની ઉત્કંઠા અને
મજસરખા ગરીબ સાથે પણ સેહેજ પરીચય થતા

**આપની પૂર્ણ મમતાથી મોહિત થઈ**

આ લઘુ પુસ્તક

**સાષ્ટાંગ દંડવત પ્રણામ સહિત અર્પણ કરૂં છું.**

લી. આપનો દાસાનુદાસ
પ્રગટ કર્તા
**રતીલાલ ચુનીલાલ બાપુજી મોદી.**

# સિંહસ્થ ગુરૂ મહાત્મ્ય.

આર્ય ધર્મમાં કેટલાંક તીર્થોનાં મહત્વો મુકરર કરેલી મુદ્દતે આવે છે. જેમકે અરાઢ વરસે તવરાની, ઓગણીસ વરસે ભાડભૂતની, એમ જાત્રાનો મહિમા હોય છે તથાપિ સર્વ દેવતાઓનો ગુરૂ (ગ્રહ) સિંહરાશીનો થાય છે ત્યારે ગોદાવરી નદીને કિનારે નાશક અને તાપીને કિનારે બોઢાણની (બૌધાન) જાત્રા બાર મહિના સુધી ભરાય છે. એ જાત્રા કરવાનું આવે ત્યારે શું દાન વિધી કરવો એ આપણા શ્રદ્ધાવાન આર્યોની જાણમાં લાવવા સારૂ આવતા શ્રાવણ મહિનાથી જ્યારે ધજા ચડવાની છે ત્યારે અમે સ્કંધ પુરાણમાંથી સિંહસ્થ મહાત્મ્યનું ગુજરાતી ભાષાંતર વિદ્વાન શાસ્ત્રી પાસે કરાવીને પ્રસિદ્ધ કરવાનો ઈરાદો રાખ્યો હતો. કેમકે એ મહાત્મ્ય લોકોની જાણમાં આવે એમાં દાન કરવાનું વળી એ વેળાએ તીર્થમાં શ્રાદ્ધો કરવાથી પિતૃઓની સ્વર્ગમાં ગતિ થાય છે, તેથી પોતાના વંશ પાસે ચાહે છે એમ પણ કહ્યું છે. અમે ઉમેદ રાખીએ છીએ કે આમાં કહેલા પિતૃ તરફ ભક્તિ ભાવથી તથા મોક્ષની આશાથી આ પુસ્તક વાંચી વિધીયુક્ત સ્નાન કરી પુન્ય હાંસલ કરવાની તક ચુકસે નહીંજ.

---

## અધ્યાય ૧ લો.

### ઓગણેશાયનમઃ અથ સિંહના ગુરૂ થાય ત્યારે ગોદાવરીનું મહાત્મ્ય.

ગૌતમ કહે છે:—હે શતર્ચિ એક તુંને પુરાતન ઇતિહાસ કહું છું તે સાંભળ. પૂર્વે સૌવીર દેશમાં રહેનારો દેવ તથા અતિથિનું પૂજન કરનારો, હમેશ વિષ્ણુ ભક્તિ કરનારો, શાંત, પવિત્ર તથા અતિ ચંચળ ષડ્વર્ગને (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, તથા મત્સરને) ૧. નાશ કરનારો સર્વ ઇન્દ્રિઓ જેણે જીતિ છે એવો ગોવિંદ નામનો બ્રાહ્મણ હતો. તેને વિવિધ પ્રકારના ચિન્હોવાળા ચાર પુત્રો હતા ૨. તેઓમાં સર્વથી નાનો પુત્ર ઘણો સ્વરૂપવાન તથા ગુણી

હતો પણ દુષ્ટ સંગતિના દોષથી તે ધર્મભ્રષ્ટ થયો. ૪. હમેશાં ચોરી કરવા વાળો મધપાન કરવા વાળો મિત્રની સાથે દ્વેષ કરનારો. દેવતાઓની નિંદા કરનારો, પરસ્ત્રી સંગ કરનારો વિષયમાં લીન થયેલો એવો તે બ્રાહ્મણનો નાનોપુત્ર પોતાની દાસીની સંગતીથી અનેક જાતનાં નિંદિત કામ કરવા લાગ્યો; બાપનું મેળવેલું દ્રવ્ય બધું ઉડાડી દીધું ત્યારે દ્રવ્યહીન થઈ ગયેલો તે બ્રહ્મપુત્ર શહેરમાં ચોરી કરવા મંડયો. ૬. તેથી કોપાયમાન થયેલા તે ગામના રાજાએ તેને ગામમાંથી કાઢી મૂકયો. તે રામચંદ્ર નામનો બ્રહ્મપુત્ર પણ તે રાજાની નિંદા કરતો કરતો સહ્યાદ્રિ પર્વત તરફ ગયો. ૭. ત્યાં પણ પ્રાણિઓની હિંસા કરતો. જેના પાપનો અંત નથી એવો તે બ્રાહ્મણ ચોરી તથા લૂટ કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. ૮. એક દિવસ કેટલાક બ્રાહ્મણો સિંહના બ્રહસ્પતિ હતા ત્યારે ગોદાવરી નદીમાં નાહી દાન કરી તથા શ્રાદ્ધ કરી ત્ર્યંબકેશ્વરના દર્શન કરી ૯. પોત પોતાને ગામ જતા તે બ્રાહ્મણો સહ્યાદ્રિ પર્વત પાસે આવ્યા તેટલામાં તે પર્વતની અંદર રહેતો એવો તે બ્રાહ્મણ તેણે તે સર્વ બ્રાહ્મણોને લૂટયા તેથી તે બ્રાહ્મણો પાસે ધન હતું તે આપીને પોતાને ગામ ગયા. ૧૦. દૈવના યોગથી તે ચોર (બ્રાહ્મણ)નો કાળ પાસે આવ્યો તેથી તેજ સ્થળે તે મરણ પામ્યો એટલા વખતમાં સાક્ષાત્ શંકરના દૂતો ત્યાં આવ્યા ૧૧. ગંગામાં સ્નાન કરવાથી પવિત્ર થયેલા બ્રાહ્મણોનો સ્પર્શ કરવાથી પવિત્ર થયેલા તે દુષ્ટ બ્રાહ્મણના જીવને લઇને વિમાનમાં બેસાડી તે દૂતો શંકરના ધામ પ્રત્યે ગયા ૧૨. એ પ્રમાણે ગંગામાં સ્નાન કરનારાઓનો જોકે લૂટવાસારૂ સ્પર્શ કર્યો હતો તો પણ તે સદ્ગતિને પામ્યો. ત્યારે તેમાં ન્હાય તથા પાન કરે તેની સદ્ગતિ થાય તેમાં શી નવાઈ? એ કારણથી ગૌતમીનું સ્નાન તથા પાન કરવું એ સર્વ પાપ મટાડનાર છે ૧૩. શતર્ચિ ગોદાવરી તથા ગંગાજીને ધન્યછે તથા તેની અંદર સ્નાન કરનારાઓને પણ ધન્ય છે ૧૪. જે કોઇ પવિત્ર મહાત્મ્યનું કીર્તન કરેછે, સાંભળેછે તેને ગંગા ગોદાવરીમાં ન્હાવા જેટલું ફળ થાય ને અંતે સદ્ગતિ મળેછે.

**ઇતિશ્રી સિંહના ગુરૂ થાય તેના મહાત્મ્યમાં ગૌતમ શતર્ચિ સંવાદ નામનો અધ્યાય ૧ લો સંપૂર્ણ.**

# અધ્યાય ૨ જો.

**શતચિ કહે છેઃ—**હે ગૌતમ સિંહરાશિના ગુરૂ હોય ત્યારે સ્નાનનો મહિમા સાંભળીને જેથી અનંત ફળ મળે એવું દાન શું આપવું ૧. કોની પૂજા કરવી તે મને આપ વિસ્તારીને કહો કે જે કર્યાથી માણસો સદ્‌ગતિને પામે ૨.

**ગૌતમ કહે છેઃ—**હે પુત્ર હવે આ વાતના પ્રસંગને લીધે તેં મને પૂછયું તેથી હવે તુંને ગુહ્ય વસ્તુ બતાવુંછું તે તું સાંભળ જે કરવાથી સર્વ મનુષ્યને સો ગોદાનનું ફળ મળે છે ૩. અશકત મનુષ્યે ગોદાન કર્યું હોય તેનું તેને અનંત ફળ થાય છે. પણ સર્વ દાનમાં પણ તે સ્નાનનું ફળ દુર્લભ નથી ૪. જે દિવસે સિંહના ગુરૂ થાય તેજ દિવસે ઘીના પૂર્ણ ભરેલા ઘડાનું દાન કરવું ૫. જ્યારથી સિંહના ગુરૂ થાય ત્યારથી દશ ઘડિ સુધીમાં સારા વેદને જાણનારા ષડ્કર્મને (अध्यापनं अध्ययनं दानं पतिग्रहणं तथा। यजनं याजनं चैव ब्रह्म कर्म स्वभावजः ॥ ભણવું, ભણાવવું, દાન આપવું તથા દાન લેવું, હોમ કરવો અને કરાવવો એ છ કર્મ) કરનારા ઉત્તમ બ્રાહ્મણને અર્ઘ્ય પૂજાદિ સત્કાર કરી પછી ઉત્તમ વસ્ત્ર તથા અલંકાર પહેરાવી નિચેનો મંત્ર બોલી દાન આપવું ૭ हिरण्य पत्रिका युक्तं रक्तवस्त्रं सद क्षिणा. અર્થ સોનાની પત્રી તથા રાતું વસ્ત્ર અને દક્ષિણા સહિત સો ગાયને બદલે આ ધૃતકુંભનું દાન કરૂં છું ૮. સિંહના બ્રહસ્પતિ હોય ત્યારે ધૃતકુંભનું જે દાન કર્યું હોય તેની સોળમા ભાગની બરોબર પણ બીજા અસંખ્યાત દાનો કર્યાં છતાં નથી આવતાં ૯. સિંહના બ્રહસ્પતિ હોય ત્યારે ભકિત અને શ્રદ્ધાવાળો જે માણુસ ધૃતકુંભનું દાન કરે છે તે આ સંસારને તરે છે એમાં સંદેહ નથી ૧૦. હે બ્રાહ્મણુમાં ઉત્તમ જે વખતે સિંહના ગુરૂ થાય તેજ વખતે ધૃતકુંભનું દાન દેવું એ અતિ ઉત્તમ છે ૧૧. સિંહના ગુરૂ થાય તેજ વખત પુણ્યને આપનારી ગોદાવરીના કાંઠા ઉપર જે દાન આપવું એના જેવું બીજું કોઇ ઉત્તમ દાન છે નહિં ૧૨. સિંહના ગુરૂ હોય ત્યારે ધૃતકુંભનું દાન આપવાથી મહા પાપીઓ પણ સર્વ દેવતાઓને પ્રિય થઈ પડે છે ૧૩. હે પુત્ર હું સાચુંજ કહું છું કે ગોદાવરીમહાત્મ્યનું આ પુસ્તક સુવર્ણના સિંહાસન ઉપર બેસવાને યોગ્ય છે ૧૪. માટે સિંહના ગુરૂ હોય ત્યારે તે બ્રાહ્મણને આપવું તેના દાનનું ફળ કેટલું છે તે બ્રહ્મા પોતાના

ચતુર્મુખે પણ કહેવાને સમર્થ નથી ૧૫. ટુંકામાં એટલું કે જે જે કામની ઈચ્છા કરે તે તે કામ પાર પાડે છે અને છેવટ સાક્ષાત્ ભગવાનની ગતિને પામેછે તેમાં કાંઇ સંદેહ નહિ ૧૬. શતર્ચિ કહે છે–હે બ્રહ્મન્ આગળ પાપીઓ કોણ હતા અને જે દાન કરવાવડે તે વિષ્ણુ લોકમાં ગયા એવું તેણે શું દાન કર્યું હતું ૧૭. તે બધું જો આપ મારી ઉપર જો પ્રસન્ન થયા હો તો કહિ બતાવો. ગૌતમ મુની કહે છે–હે વત્સ પુરાણ વૃત્ત તને કહી બતાવું છું ૧૮. અવંતિ દેશમાં શોજાન નામનો અધર્મી અને પાપકર્મનેજ જાણનારો એવો બ્રાહ્મણ હતો ૧૯. હમેશાં પ્રાણિની હિંસા કરતો હતો તથા મદ્યપાન અને સ્રીસંગ કરતો હતો જો કે તે ઘણા પંડિતોથી માન્ય હતો અર્થાત્ પંડિત હતો તો પણ જુગારી તથા પરસ્રી સેવન કરતો હતો ૨૦. ધન કે ધાન્યની ચપટીનું પણ આવેલા અતિથિને દાન ન આપતો તથા હમેશાં કલેશી તથા લાજ મર્યાદા વિનાનો કુલટાસ્રીને વિષે આસક્ત હતો ૨૧. એ પ્રમાણે પુરૂષોમાં અધમ એવો તથા અત્યંત ક્રોધી નિર્દય બ્રાહ્મણ જે કુલટાસ્રીને વિશે આસકત હતો તે સ્રી જે જે વસ્તુ માગતી હતી તે તે વસ્તુઓ તુર્તજ પોતે લાવી આપતો ૨૨. એક દિવસે ચાંડાળોમાંથી પણ તે દુષ્ટ બુદ્ધિવાળાએ ભેંસ, હાથી, ઘોડા, સૂવર, સુશય્યા તથા ગાયોનું દાન લઇને નયનના કટાક્ષવડે વિંધાઈ ગયેલીછે બુદ્ધિ જેની એવા તે બ્રાહ્મણે સર્વસ્વ તે કુલટાસ્રીને આપ્યું ૨૩. હે રાજામાં ઉત્તમ ત્યાર પછી તે કુલટાસ્રીને ઘણા પુત્રો ઉત્પન્ન થયા ત્યારે એક દિવસ તેણે બ્રાહ્મણને કહ્યું કે મારા ઘરમાં હવે દ્રવ્ય નથી ૨૫. માટે હવે તું ચોરી કરી તારી સ્રીનાં ઘરેણાં લૂગડાં વિગેરે લઇ આવ નહિતો હું તુને મારિશ ૨૬. એ પ્રમાણે તેનું વાક્ય સાંભળી તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો ત્યારે ઘણે દિવસે પોતાના પતિ ઘેર આવ્યા તેથી હર્ષને પામેલી એવી તે બ્રાહ્મણની પતિવ્રતા સ્રી તેમને માન આપવા માટે ઉભી થઈ અને બેસવાને આસન આપ્યું ૨૭. ત્યારે તે આસન ઉપર બેસીને પોતાની સ્રીને કહ્યું કે દાણા ખાવા માટે લાવવા છે તો ઘરમાં દ્રવ્ય જરા પણ નથી માટે તારાં ઘરેણાં મને આપ એટલે તે વેચીને લઇ આવું. આ પ્રમાણે પોતાનાં પતિનું વચન સાંભળીને તેની સ્રીએ કહ્યું કે આજે મારી પાસે ઘરેણાં નથી તો હું કાલ

અથવા પરમ દિવસ આપીશ. એ પ્રમાણે વચન સાંભળી પેલી કુલટાસ્ત્રીની ચિંતાથી તેને કાંઈ પણ સુખ નહોતું મળતું તેથી અરધી રાત્રે ઉઠીને હે રાજા પોતાની સુતેલી સ્ત્રીને ૩૦. તરવારવડે હણી ધન જે પોતાની સ્ત્રી પાસે હતું તે લઇને કુલટાને ઘેર જઈ તેને આપ્યું અને અંતઃકરણમાં તે દુષ્ટબુદ્ધિવાળો સંતોષ પામ્યો ૩૧. એ પ્રમાણે દુષ્ટ કૃત્યોમાં આસક્ત એવો તે બ્રાહ્મણ. કેટલાક શૂદ્રો તથા વૈશ્યો પાસેથી. હમેશા સિંહના બ્રહસ્પતિ હતા ત્યારે હાથી, ઘોડા, શય્યા તથા ઘૃતકુંભાદિનાં દાન લેતો હતો ૩૩. એક દિવસ કોઇ બ્રાહ્મણના બહુ મોટા ઘરમાં તે બ્રાહ્મણના ઘડા હતા તેમાંથી એક ઘડો પડી ગયો તે વખતે હે તપરૂપી છે ધન જેનું, એવા રાજા! સિંહના ગુરૂ હતા તો થોડા વખતમાં તે બ્રાહ્મણ મરણ પામ્યો ૩૫. ત્યારે યમદૂત તો તેના જીવને બાંધી યમદ્વારમાં. લઈ જતા હતા તેટલામાં એક આશ્ચર્ય થયું ૩૬. તે એકે શંખ, ચક્ર, ગદા અને વનની માળા વડે શોભી રહેલા એવા વિષ્ણુના દૂતો ત્યાં આવ્યા ૩૭. સારી શોભીતી ચાર ભુજાઓવાળા પીળાં વસ્ત્ર ધારણ કરનારા સુવર્ણ તથા મણિ વિભૂશિત મુગટ તથા કુંડળો દ્વારા પોતાની કાંતિવડે પ્રકાશ સર્વ દિશાઓમાં કરતા એવા જે સુનંદ આદિ વિષ્ણુના દૂતો તેણે બ્રાહ્મણને યમના દૂતોના બાંધેલા પાશમાંથી છોડયો ૩૯. એટલા વખતમાં રૈવત, અજ, ભવ, ભીમ, વામ, ઉગ્ર અને વૃષાકપિ નામના ભસ્મને રૂદ્રાક્ષ ધારણ કરનારા ડમરૂ અને ત્રિશૂળ જેના હાથમાં રહી ગયાં છે, ચાર માથાં તથા ચાર ભુજાઓવાળા અને શિવના મહા મન્ત્રને જપતા એવા શિવના ગણો ત્યાં આવ્યા અને ઘણાં સ્નેહ તથા પ્રેમથી વિષ્ણુના દૂતોને આ પ્રમાણે કહ્યું ૪૨. હે વિષ્ણુના દૂતો તમે સાંભળો. આ બ્રાહ્મણમાં ઉત્તમ બ્રાહ્મણને કૈલાસમાં લઇ જવાની સાક્ષાત્ શંકરની આજ્ઞા છે માટે અમે લઈ જઇએ છીએ. ૪૩. તેઓનાં એવાં વાક્ય સાંભળી સુનંદ નામના ભગવાન્ વિષ્ણુ પરમાત્માના દૂતે કહ્યું કે હે શિવના ગણો અમોને સાક્ષાત્ વિષ્ણુ પરમાત્માએ વૈકુંઠધામમાં આ દેવતાઓને પૂજ્ય બ્રાહ્મણને લાવવાની આજ્ઞા કરી છે ૪૪. તો બહુ પુણ્યના પ્રભાવથી અમે તેને ત્યાં લઈ જશું તો તમે પ્રસન્ન થઇને રજા આપો. ત્યારે રૈવતાદિ શંકરના ગણો બહુ સારૂં એમ કહી કૈલાસ તરફ ગયા ૪૫. ચાર ભુજા જેને શોભી રહી છે,

કાનમાં કુંડલ રહી ગયાં છે, સુવર્ણ સરખી કાન્તિ શોભી રહી છે, સર્વ અંગ સુંદર અને શોભીતું છે, હાથમાં શંખ ચક્રાદિ જે સર્વે લોકપાળો તથા દેવતાઓ તે બ્રાહ્મણનું ઉત્તમ સ્વરૂપ જોઇને પ્રસંશા (વખાણ) કરે છે કે આણે શું ઉત્તમ પુન્ય કર્યું હશે કે જેથી સહકુટુંબ વિષ્ણુનું સ્વરૂપ પામી સાક્ષાત્ વિષ્ણુના ધામમાં જાય છે ?

**ગૌતમ કહે છે:**—સિંહના ગુરૂ હતા ત્યારે તે દુષ્ટ બ્રાહ્મણ અવંતિ જતો હતો તેવામાં અજાણતાં બ્રાહ્મણના ઘરમાંથી એક ઘડો પડી ગયો તેના પ્રભાવથીજ તેનાં બધાં પાપ ધોવાઇ ગયાં અને સાક્ષાત્ વિષ્ણુ લોકમાં ગયો ૫૦. ત્યારે ગંગા ગોદાવરીમાં સ્નાન કરે તથા ત્ર્યંબકેશ્વરનાં દર્શન તથા પૂજન કરી સુવર્ણ પત્રિ સહિત ઘૃતકુંભનું પૂર્ણ આસ્થા રાખી દાન કરે તેનું જે ફળ થાય તે કહેવાને દેવતાઓ પણ શક્તિવાન નથી ૫૨. આ મહા પાપીઓનાં પણ પાપ ટાળનારૂં, પવિત્ર કલ્યાણ કરનારૂં, પુણ્ય વધારનારૂં, યશ આપનારૂં, ધન ધાન્યાદિ સમૃદ્ધિ વધારનારૂં એવું અતિ ઉત્તમ આ આખ્યાન સાંભળવાથી રોગી મનુષ્યોનો રોગ જાય છે, ધનની ઇચ્છાવાળાને ધન મળે છે, મોક્ષની ઇચ્છા વાળાને મોક્ષ મળે છે ૫૪.

**ઇતિશ્રી સિંહસ્થ ગુરૂના મહાત્મ્યમાં ગૌતમ શતાર્ચિ સંવાદમાં દાન નિરૂપણ નામનો અધ્યાય ૨ જો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૩ જો.

**સ્કંદ કહે છે:**—હે પિતા શંકર આ ત્રણ ભુવનમાં સાડાત્રણ કરોડ તીર્થ છે તે બધાં એ સિંહના ગુરૂ થાય ત્યારે ગૌતમી નદીમાં આવે છે એમ મેં સાંભળ્યું છે ૧. તેમજ બીજે ઠેકાણે છોંતર હજાર અને છોંતર સો તીર્થસ્થાનો સિંહના ગુરૂ હોય ત્યારે ગોદાવરી નદીમાં જાય છે એમ ૨. મેં બ્રહ્માના મુખકમળથી સાંભળ્યું તો હમણાં ગૌતમી નદીનું વિશેષ ફળ સાંભળવા ઇચ્છા રાખું છું ૩. માટે સર્વ તિર્થોનો ગૌતમી નદીમાં આવવાનો શું હેતુ, તેમજ સર્વ દેવતાઓ પણ ત્યાં રહે છે ત્યારે તેનું કારણ કહો ૪. ગોદાવરી નદી ઉત્તમ શા માટે ગણાય છે. ૫. તે બધું હે મહાદેવ મુને આપ વિસ્તારથી કહો.

**શંકર કહે છે:**—કુશાવર્ત ક્ષેત્રનો વિસ્તારથી મહિમા કહું છું તે તું સાંભળ. ત્ર્યંબકેશ્વર, અબ્જકેશ્વર અને સાગરના સંગમ પણ સાથે થાય એવી ત્રણે સાધનોયુક્ત ગંગા અતિ દુર્લભ છે. હે પુત્ર સુંદર તે ગૌતમ ઋષિથી ઉત્પન્ન થઇ છે માટે તેનું નામ ગૌતમી પણ પાડેલું છે તેનું તિર્થ સર્વ તીર્થથી ઉત્તમ છે તેમાં સિંહના ગુરૂ થાય ત્યારે તો અધિક ઉત્તમ છે ૮. વળી શંકર કહે છે હે સ્કંદ પૂર્વે કલીયુગના બે લક્ષ વર્ષ ગયાં હતાં ત્યારે અને માંધાતા રાજા રાજ્ય કરતો હતો કુર્માવતાર ભગવાનનો હતો તે સમયે સિંહના ગુરૂ હતા ત્યારે બ્રહ્માદ્રિ પર્વતના શિખર ઉપરથી ઉતરી ગંગા પેલાં સાગર સાથે મળી ગઇ તે માટે સિંહસ્થ ગુરૂ હોય ત્યારે તેનું મહાત્મ્ય વિશેષ હોય છે ૧૦. હે સ્કંદ છે તો ગૌતમી સદા પુણ્ય રૂપ તો પણ સિંહના ગુરૂ હોય ત્યારે પ્રભાવ તેનો વિશેષ હોય છે એટલા માટે સિંહસ્થ ગુરૂવાળું વર્ષ હોય તે વખતે પુન્યનો પ્રભાવ વિશેષ હોય છે ૧૧. હે સ્કંદ પિતૃઓ મળી હમેશાં આ પ્રમાણે ચહાયા કરે છે કે અમારા વંશ કોઇપણ સિંહસ્થ ગુરૂ હોય ત્યારે ૧૨. ગોદાવરી આવી જે પિંડ આપે તો તેના પુન્યના પ્રભાવથી અમારી સ્વર્ગમાં અચળ ગતિ થાય ૧૩. ઇન્દ્ર આદિ દેવતાઓ પુષ્કરાદિ, તીર્થો, રંભા આદિ અપ્સરાઓ ને ગંગા આદિ નદિઓ, વિશ્વેશ્વરાદિની મુર્તિઓ, મંદરાચળ આદિ પર્વતો, બ્રહ્માદિ દેવતાઓ તથા કશ્યપાદિ ઋષિઓ એ બધાય સિંહના જ્યારે ગુરૂ થાય છે ત્યારે ગોદાવરીમાં આવીને વસે છે એ માટે ગોદાવરીનું માહાત્મ્ય સિંહના ગુરૂ હોય ત્યારે વિશેષ છે તથા સિંહ-રાશીના બ્રહસ્પતિ પણ સર્વ પાપનો ક્ષય કરનાર છે ૧૫. ગૌતમીના કાંઠામાં રહેનારા તથા તેના મૂળમાં રહેનારાઓની એક કથા તુને સંભળાવું છું તે તું સાંભળ ૧૭. પૂર્વે જગતનાં બધા મનુષ્યોનાં પાપ લઇને મલિન થઈ ગયેલાં સર્વે તિર્થો મળીને શંકરને શરણે ગયાં ૧૮. અને આ પ્રમાણે કહ્યું. તીર્થો કહે છે—હે શંકર—અમારૂં હવે કાંઇ શુદ્ધ થવાનું ઠેકાણું નથી માટે શું કરીએ ને ક્યાં જઇએ—કારણ મનુષ્યોનાં મોટાં પાપો નાશ કર્યાં છે તો તે પાપના સંસ-ર્ગથી અમારાં અંગ પણ બળી ગયાં છે આ પ્રમાણે તેઓનાં વચન સાંભળીને શંકર કહે છે—સિંહના ગુરૂ હોય ત્યારે હે તીર્થો તમારે મારી તથા વિષ્ણુ

ભગવાનની સાથે એક વર્ષ સુધી ગોદાવરીમાં રહેવું જેથી તમારૂં મલિનપણું મટી જશે એમ કહીને શંકર ત્ર્યંબક પધાર્યા ૨૨. ત્યાં વિષ્ણુ પરમાત્મા તથા સર્વ તિર્થો સાથે રહ્યાં ત્યાં આવવાથી સર્વ મનુષ્યો નિષ્પાપી થઈ ગયેલાં જોઇને શંકરે સર્વ તીર્થો સહિત વિષ્ણુ પ્રત્યે આ પ્રમાણે કહ્યું ૨૩. એક વર્ષ પર્યન્ત એટલે જ્યાં સુધી સિંહના ગુરૂ રહે ત્યાં સુધી તમારે સર્વેએ આ સ્થળે રહેવું અને તે પછી નિજસ્થાન એટલે પોતાના સ્થાન પ્રત્યે જવું એ પ્રમાણે જ્યારે સિંહસ્થ ગુરૂયુક્ત વર્ષ આવે ત્યારે કરવું ૨૪. એ પ્રમાણે શંકરના વચનો સાંભળી પોતાને સ્થાનકે ગયાં–એ કારણ એટલે સર્વ તિર્થનો પ્રભાવ સિંહસ્થ ગુરૂયુકત વર્ષમાં હોય છે માટે તે વર્ષમાં ગોદાવરીનું મહાત્મ્ય વિશેષ હોય છે ૨૫. બ્રહ્મહત્યા કરનાર પણ તે પાપથી મુક્ત થાય છે ત્યારે બીજાં સાધારણ પાપ તો શું હિસાબમાં? પૂર્વે સત્યયુગમાં ચંદ્રસેન નામનો રાજા હતો ૨૬. તે ધર્મના નામને પણ જાણતો ન હતો તે હમેશાં પાપકર્મજ કરતો હતો; મદ્યપાન, જુગાર, સ્ત્રી અને શિકાર ખેલવામાં આસક્ત હતો ૨૭. એ પ્રમાણે નીચ કર્મ કરનારો તે રાજા મરણ પામ્યો ત્યારે તેના જીવને યમપાશથી બાંધીને યમના દૂતો યમરાજ પાસે લઈ ગયા ૨૮. ત્યારે યમરાજાએ તેમના પ્રધાન ચિત્રગુપ્તને પૂછ્યું આ રાજાએ શું શું કર્તવ્યો કર્યાં છે? ત્યારે ચિત્રગુપ્તે કહ્યું તેણે કંઇ પણ પુન્ય કર્યુંજ નથી તથા તે પુણ્ય શું તે પણ સમજતો ન હતો ૨૯. કેવળ પાપ કર્મજ કર્યું છે માટે મરજી મુજબ શિક્ષા કરો. એ પ્રમાણે ચિત્રગુપ્ત કહે છે ત્યાં શિવના દૂતો આવ્યા ૩૦. હાથમાં ત્રિશૂળને ધારણ કરનારા, સર્પનાં આભૂષણવાળા, જટાવાળા, બાજુડાવી સ્ત્રીવાળા. વૃષ. વાહનવાળા તે સર્વે દૂતો યમના દૂતો પાસેથી તે રાજાના જીવને ખેંચવા મંડ્યા ત્યારે યમપુરીના સ્વામી તે યમરાજાએ આ પ્રમાણે તે દૂતોને કહ્યું ૩૨. આપ જે જીવને શિવપુરીમાં લઇ જવા ઇચ્છો છો તે દંડને યોગ્ય છે ત્યારે તે સર્વ દૂતોએ મળીને તે જીવનું કર્તવ્ય કહ્યું ૩૩. શિવદૂતો કહે છે, હે યમરાજા પૂર્વે સિંહના ગુરૂ હતા ત્યારે આ રાજા ગ્રીષ્મ ઋતુમાં ગોદાવરી નદીને કાંઠે હવા લેવા માટે રહ્યો હતો અને પોતાની સ્ત્રી સાથે જળક્રીડા કરવા માટે ગોદાવરીમાં નાહ્યો હતો તેના પુન્યના પ્રભાવથી તેના સર્વ પાપ ક્ષય થયાં છે ૩૫.

સિંહસ્થ ગુરૂનું વર્ષ હોય ત્યારે ગોદાવરીમાં સ્નાન કરનાર પુરૂષોને બંધ, દુઃખ કે મોહ ક્યાંથી હોય અર્થાત્ ન હોય ૩૯. એ પ્રમાણે યમરાજાને કહીને તે રાજાને શિવ પાસે વિમાનમાં બેસાડી દૂતો કૈલાસમાં લઇ ગયા.

**ઇતિશ્રી સ્કંદ પુરાણમાં સ્કંદ અને શંકરના સંવાદમાં સિંહસ્થ ગુરૂ મહાત્મ્ય નામનો અધ્યાય ૩ જો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૪ થો.

**શિવ કહે છેઃ**—હે સ્કંદ દેવતાઓનું ગમન એટલે દેવતાઓ પણ ત્યાં જે સ્થળે ગયા કેવી રીતે ગયા તે તુને કહી સંભળાવું છું જે સાંભળવાથી સર્વ પાપ ટળી જાય છે. ૧. આખા જગતમાં જ્યારે ત્રિપુરાસુર આદિ રાક્ષસોનો મોટો ભય હતો ત્યારે ૨. બ્રહ્મા અને ઇન્દ્ર આદિ સર્વ દેવતાઓ તે રાક્ષસના મહા ઉત્પાતથી કાયર થઇ સાક્ષાત્ વિષ્ણુને શરણે ગયા. ૩. ત્યારે વિષ્ણુ પણ બ્રહ્માદિ દેવતાઓ સહિત કૈલાસ પર્વત તરફ આવ્યા. ૪. અને સંકર પાસે આવી મસ્તકવડે શંકરને પ્રણામ કરી વિષ્ણુ આ પ્રમાણે વચન બોલ્યા ૫.

**વિષ્ણુ કહે છેઃ**—રણસંગ્રામમાં ત્રિપુરાસુરાદિ રાક્ષસે દેવતાઓને પરાજ્ય કરી તેઓના શરીર શીથળ કરી નાખ્યાં છે જ્યારે વખત આવશે ત્યારે આપણે તેઓનો નાશ તો કરશું પણ ૬. જ્યાં કોઇ જાતનું દુઃખ ન હોય અને સર્વ દેવતાઓ અત્યંત સુખ પામે એવું સ્થાન હોય તો હાલ આપ બતાવો ૭.

**શંકર કહે છેઃ**—મારી આજ્ઞા લઇ સર્વે દેવતાઓ ગોદાવરી જાઓ, ગોદાવરીમાં સિંહના ગુરૂ હોય ત્યારે જે સ્નાન કરે છે ૮. તેના પાપ માત્ર દૂર થાય છે. એ પ્રમાણે શંભુનાં વચન સાંભળીને બ્રહ્માદિ દેવતાઓ ૯. પોતાના દેહના સંતાપને મટાડવા ત્ર્યંબકનાથ ક્ષેત્રમાં ગયા. ઇશ્વર કૃપાથી વખત આવ્યો ત્યારે જગતના ઈશ્વિર શંકરે ૧૦. લોકના કલ્યાણ માટે ત્રિપુરાસુરનો નાશ કરી ત્ર્યંબકેશ્વર ક્ષેત્રમાં આવી દેવતાઓને આ પ્રમાણે કહ્યું ૧૧. હે દેવતાઓ તમારો સંતાપ દૂર થયો છે માટે પ્રસન્ન અંતઃકરણથી તમારે સ્વસ્થાને જાઓ–ત્યારે દેવતાઓ કહે છે હે મહા કૃપાળુ શંકર, અહિંજ અમોને સ્થાનક આપો કારણ અહિં અમારૂં મન બહુ પ્રસન્ન રહે છે ૧૨. શંકર કહે છે, સર્વે તમારૂં

બીજું સ્વરૂપ નોખું બનાવીને અહિં રહો ને આ જે દેહ છે તે દેહવડે તમારા સ્થાન પ્રત્યે સુખથી જાઓ ૧૩. એ પ્રમાણે બ્રહ્માદિ દેવતાઓ શંકરનું વચન સાંભળી ત્ર્યંબકનાથ ક્ષેત્રમાં પોતાનું એક સ્વરૂપ રાખીને પોતાને સ્થાનકે ગયા ૧૪. સિંહ ગુરૂનું વર્ષ હોય ત્યારે દેવતાઓ પોતાનેજ સ્વરૂપે આવે છે અને તે સિવાય પોતાનું નોખું રૂપ બનાવીને રહે છે માટે ગોદાવરી મહાત્મ્ય સર્વથા ઉત્તમ છે ૧૫. ઈશ્વર (શંકર) કહે છે હે પુત્ર વળી તુને એક પ્રાચીન ઇતિહાસ કહું જે સાંભળવાથી સર્વનું કલ્યાણ થાય છે ૧૬. ને દેવતાઓ બ્રાહ્મણોએ પુજવાલાયક એવા ગૌતમ નામના ઋષિ હતા તે એક દિવસ પૂર્ણ પાપવડે પૃથ્વિને જોઇ તેનો ઉદ્ધાર થવા શંકરને શરણે ગયા.

ગૌતમ કહે છેઃ—જેને ભોગની ઇચ્છા હોય તેને ઇચ્છિત સાંસારિક સુખ ભોગને આપવાને જે આઠ સ્વરૂપ ધારણ કરે છે અને જે અષ્ટમૂર્તિ મનુષ્યોનું હંમેશાં સર્વ પ્રકારનું કલ્યાણ કરે છે અને જેને મહાદેવ એમ કહી સ્તવે છે ૧૮. એવા હે વિશ્વના નાથ દયાવાન હે શંભો, હે ગિરીશ, હે ચંદ્ર જેના મસ્તકપર રહે છે એવા શંકર, હે શ્યામ જેનો કંઠ છે તથા કામદેવનો નાશ કરનાર, હે પાર્વતીના પતિ, હે વિશ્વમૂર્તિ સર્વ મનોરથ પૂર્ણ કરવા અમારી ઉપર કૃપા કરો ૧૯. "પછી સતી પાર્વતિની પણ એક શ્લોકથી સ્તુતી કરે છે" હે દેવી જગતના કલ્યાણને માટે જેમ નિર્મળ અંતઃકરણવાળો શંકર ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે તેમ તેને યોગ્ય એવા સ્વરૂપ તમે પણ ધારણ કરો છો માટે તમે પતિવ્રતા સ્ત્રી છો ૨૦. એ પ્રમાણે જ્યારે અમારી બન્નેની સ્તુતિ કરવા લાગ્યા ત્યારે હું પ્રસન્ન થયો ત્યારે ગણેશાદિ ગણો એ પાર્વતિ સહિત તેની પાસે આવી આ પ્રમાણે કહ્યું.

શંકર કહે છેઃ—હે ગૌતમ તારી ઉત્તમ ભક્તિ તથા કરેલી સ્તુતિવડે હું પ્રસન્ન થયો છું માટે હવે તારે જે ઇચ્છા હોય તે માગી લે ૨૨. દેવતાઓને પણ દુર્લભ હશે તથાપિ તુને આપીશ એ પ્રમાણે શંકરનાં વચન સાંભળીને વાણિમાં કુશળ એવાં અને હર્ષના આંસુવડે ભિંજાઈ ગયું છે જેનું આખું શરીર એવા ગૌતમ મુની ઉંડા વિચારમાં પડયા અને આ પ્રમાણે બોલ્યા કે જગતની અંદર આહા ધર્મ, લોકનું પૂજન તથા લોકની ગતિ વિચિત્ર થઈ

ગઈ છે માટે હવે તો કાયર થઈ ઇશ્વરને દંડવત પ્રણામ કરૂં છું. ગૌતમ કહે છે કે હે શંકર સ્વર્ગમાં પુજવા લાયક એવી આપની જટામાં વિરાજીત ગંગાજીને જો આપ પ્રસન્ન થયા હોતો આપો. ત્રીલોકના આધારરૂપ આપને હું નમસ્કાર કરૂં છું ૨૫.

**શંકર કહે છે:**—હે ગૌતમ ત્રણ લોકના ઉપકારને માટે વરદાન તેં માંગ્યુ હવે તારે પોતાને માટે બીજું વરદાન નિર્ભયપણે માગ.

**ગૌતમ કહે છે:**—જે મેં સ્તોત્રવડે આપની સ્તુતિ કરી તે સ્તોત્રથી આપની તથા દેવિ પાર્વતિની જે કોઈ સ્તુતિ કરે ૨૭. તે સર્વ સમૃદ્ધિવાન થાય એ વરદાન માગું છું ત્યારે પ્રસન્ન થયેલા દેવતાઓમાં શ્રેષ્ઠ શંકર તથાસ્તુ, એમ કહીને મુનિને પાછું આ પ્રમાણે કહ્યું હે ગૌતમ બીજા પણ વરદાનો મારી પાસેથી નિશ્શંકપણે માગ. એ પ્રમાણે જ્યારે શંકરે કહ્યું ત્યારે પ્રસન્ન જેનું અંતઃકરણ છે એવા ગૌતમ આ પ્રમાણે બોલ્યા ૨૯. આ જટામાં રહેલીજ સર્વ જગતને પવિત્ર કરનારી આપને અત્યંત વહાલી અને જગતની માતારૂપ એવી ગંગાજીને પૃથ્વીઉપર પધરાવો ૩૦. સર્વ તીર્થરૂપ થઇ રહેલી તે ગંગાજી જ્યાંસુધી સાગરમાં મળે ત્યાંસુધીમાં બ્રહ્મહત્યાદિ મન વાણી અને શરીરથી થયેલાં પાપને ૩૧. તે ગંગાજીમાં નહાવાથી નાશ થાય. ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણને દિવસે કે સંક્રાન્તિને દિવસે અન્ય તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ થાયછે તેટલું ફળ તો આ તીર્થરૂપ ગંગાજીનું સ્મરણ કરવાથીજ મનુષ્યને થાઓ' ૩૨. સત્યયુગમાં તપથી, ત્રેતાયુગમાં યજ્ઞકર્મથી. દ્વાપરયુગમાં યજ્ઞ અને દાનથી તથા કલિયુગમાં કેવળ દાન કરવાથી એ પ્રમાણે યુગના ધર્મથી તથા દેશના ધર્મથી તથા દેશ અને કાળના યોગથી જે ધર્મ કરાય છે તે થકી જે જે ફળ થાયછે તે સર્વ ફળ આ ગંગાજીના સ્મરણ માત્રથીજ થાઓ; સાગરને મળવા જતાં આ ગંગાજી જ્યાં જ્યાં (જે જે) સ્થળે જાય ૩૬. તે તે સ્થળે આપે પધારવું એ પ્રમાણે મારે ઉત્તમ વરદાન માગવાનું છે. દશ યોજનની અંદર જે ગંગાજી રહે તેટલામાં જે સ્નાન કરે તેનાં તથા તેના પૂર્વજોનાં જે મહાપાપ હોય તે પણ નાશ થાય ૩૮. મૃત્યુ થયા પછી શવને અથવા જીવતાં પણ જે આ ગંગાજીમાં સ્નાન કરાવે તથા સ્નાન કરે તેનો

મોક્ષ થાય સ્વર્ગ મૃત્યુ તથા પાતાળ એ ત્રણે લોકમાં એક ગંગાજી પણ તીર્થરૂપ થઇને રહે ૩૯. એ પ્રમાણે ફકત હે શંભુ મારી પ્રાર્થના છે એ પ્રમાણે ગૌતમનાં વચન સાંભળીને તથાસ્તુ કહી ગૌતમને કહ્યું, હે ગૌતમ આથી ઉત્તમ બીજું તીર્થ કોઇ થયું નથી ને થશે પણ નહી એ પ્રમાણે વેદની અંદર પણ આનો વિસ્તાર કર્યો છે. સર્વ તીર્થમાં ગૌતમી ઉત્તમ એમ છેવટ કહીને અંતર્ધ્યાન થઈ ગયા ૪૧. તે ભગવાન શંકર અંતર્ધ્યાન થયા પછી તે શંકરની આજ્ઞાથી સર્વ શકતીવાન થયેલા તે ગૌતમ ગંગાજીયુકત જટા લઇને દેવતાઓએ વિંટાએલા બ્રહ્મગિરિ પ્રત્યે આવ્યા તે પછી હે શંકરની જટા લઇને ગૌતમ જ્યારે આવ્યો ત્યારે પુષ્પની વૃષ્ટિ તેની ઉપર કરીને દેવતાઓ માત્ર ત્યાં આવ્યા ૪૩. અને સર્વે આનંદયુક્ત થઇને ઋષીઓ બ્રાહ્મણો ક્ષત્રિઓ વિગેરે મળીને જયજયકાર બોલવા લાગ્યા અને તે ઋષીને વખાણવા લાગ્યા ૪૪. એજ કારણથી હે સ્કંદ ગોદાવરી મહા પુન્યરૂપ છે તેમજ સિંહના ગુરૂ હોય ત્યારે વિશેષ પુન્ય આપનારી છે.

**ઇતિશ્રી સ્કંદપુરાણમાં સ્કંદ શંકર સંવાદમાં સિંહ ગુરૂ મહાત્મ્યમાં ગોદાવરી અવતરણ નામનો અધ્યાય ૪ થો સંપૂર્ણ.**

## અધ્યાય ૫ મો.

સ્કંદ કહે છેઃ—પૂર્વે ગૌતમે જટા લાવ્યા પછી શું કર્યું તે સર્વ હે ઇશ વિસ્તારથી મુને કહો ૧. શંકર કહે છે, નીયમમાં રાખેલું છે મન જેણે એવા ગૌતમ પવિત્ર થઇ ગંગાજીને લઇને ૨. પર્વતમાં રહેનારા દેવતાઓ અનેગાંધર્વોએ સ્તુતિ કરાયેલી તે હે સ્કંદ ગિરિ ઉપર જટા લઈને મારી સ્તુતિ કરવા મંડ્યા અને પછી બે હાથ જોડીને બ્રાહ્મણમાં ઉત્તમ ગૌતમ ગંગાજી પ્રત્યે આપ્રમાણે બોલ્યા ૨. શંકરની જટામાંથી ઉત્પન્ન થયેલી સર્વ ઇચ્છિત વસ્તુને આપનારી એવી હે માતા ગંગાજી ક્ષમા કર; તું શાંત સ્વરૂપ છે તો અમોને સુખીકર તથા અમારૂં હમેશ કલ્યાણ કર ૪. એ પ્રમાણે જ્યારે ગૌતમે કહ્યું ત્યારે ગંગાજી આ પ્રમાણે બોલ્યા-દિવ્યરૂપને ધારણ કરનારી સુગંધી લેપન કરનારી દેવી શું સ્વર્ગમાં જઈ રહે અથવા શંકરના કમંડળમાં રહે કે સત્ય વાત પૂછો તો રસાતળમાં

જાઉં તે કહો. ત્યારે ગૌતમ કહે છે–ત્રણ જગતના કલ્યાણને માટે અને સર્વ લોકોના હિતને માટે હે દેવી શંકરે મને આપને આપેલાં એ માટે શંકરનું વાક્ય નિષ્ફળ ન થાય એ પ્રમાણે કરો ૭. બ્રાહ્મણોત્તમ ગૌતમનું વાક્ય સાંભળીને ગંગાજી એ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એમ ત્રણે લોકમાં પોતાના વિભાગ પાડી આપ્યાં ૮. સ્વર્ગ લોકમાં પાછા ચાર વિભાગ પાડયા. મૃત્યુ લોકમાં સાત અને પાતાળમાં ચાર એવી રીતે એક સ્વરૂપના પંદર વિભાગ પાડયા ૯. સર્વ સ્થળે સમ પુણ્ય આપતી હતી પણ ત્ર્યંબકને વિષે રહેલી ગંગાજી અતિ વિશેષ ફળ આપવાવાળી થઇ અને તેજ ગંગાજી હમેશાં બધા મનોરથ પૂરા કરે છે એમ વેદ પણ કહે છે ૧૦. અજ્ઞાન બુદ્ધિ હોવાથી મનુષ્યો મૃત્યુ લોકમાં આવેલી ગંગાજીનેજ જોએ છે પણ સ્વર્ગ પાતાળમાં રહેલી ગંગાજીને નથી જોતાં ૧૧. જ્યારે સાગરમાં મળે ત્યારેજ દેવ યુક્ત ચૈતન્ય યુક્ત કહેવાય એજ માટે ગૌતમે ઉત્પન્ન કરેલી તે ગંગાજી પ્રથમ સમુદ્રમાંજ મળી ગઈ ૧૨. સર્વ દેવતાઓએ સેવેલી જે જગતની માતારૂપ એવી ગંગાજી ને બધા ઋષિઓ સાથે ગૌતમે પ્રદક્ષિણા કરી ૧૩. દેવતાઓના ઇશ્વર એવા ત્ર્યંબકેશ્વર મહાદેવનું પૂજન કરીને પછી બેઉ કાંઠે સ્નાન કરીશ એ પ્રમાણે પ્રથમ નિશ્ચય ગૌતમેજ કર્યો ૧૪. અને બે હાથ જોડીને તે સ્થળે સ્નાનની સિદ્ધિ કેમ થાય એ પ્રમાણે ત્રણ જેને લોચન છે એવા શંકરને કહ્યું ૧૫. એ પ્રમાણે જ્યાં મારૂં સ્મરણ કરીને પૂછયું કે તુર્ત હું પ્રગટ થયો અને સર્વ ઋષિઓયુકત તે ગૌતમને આ પ્રમાણે કહ્યું ૧૬. હે ગૌતમ માત્ર બે હાથ જેટલા સ્થળમાં ખરૂં તીર્થ રહેશે અને સર્વ કામના પૂર્ણ કરનારો હું ૧૭. હરદ્વાર, પ્રયાગ તથા ગંગા અને સમુદ્રનો સંગમ હશે તે તે સ્થળપર હું પણ રહીશ માટે તે તે સ્થળે રહેલી ભાગીરથી મહાપુણ્ય આપનારી સમજવી ૧૮. અમરકંટક પર્વત ઉપર મળેલી નર્મદા નદી તેમજ પ્રયાગમાં મળેલી યમુના નદી તેમજ સરસ્વતી વિગેરે નદીઓ ઉત્તમ છે ૧૯. કૃષ્ણા, ભીમા અને તુંગભદ્રા ત્રણે નદીનો જ્યાં સંગમ થાય છે તે તીર્થ પણ ઉત્તમ છે તથા મુક્તિ આપનારી છે ૨૦. જ્યાં પયોષ્ણી નદી મળે છે તે સ્થળ પણ મુક્તિ આપનારૂં છે ૨૨. પણ સર્વ તીર્થોનું હમેશાં તીર્થરૂપ એવી તો એક

ગૌતમી ગંગાજ છે. સાઠ હજાર વર્ષ ભાગીરથીમાં સ્નાન કરો ને એકજ વખત ગૌતમીમાં સ્નાન કરો તે સમાન છે. તેમજ સિંહસ્થ ગુરૂ હોય ત્યારે તથા મરણ પછી સ્નાન કર્યાથી અવશ્ય મુકિતને આપે છે ૨૪. સિંહસ્થ હોય ત્યારે ગૌતમી સ્નાનનું જે મહાત્મ્ય છે તે દુર્લભ છે. તો ભાગીરથી, નર્મદા, યમુના, સરસ્વતી આદિ સર્વ તીર્થ સ્નાનની ઇચ્છાવાન પુરૂષોએ સિંહના ગુરૂ હોય ત્યારે ગૌતમી જવું. ગૌતમી ગંગા નદીને છોડીને સિંહના ગુરૂ હોય ત્યારે જે મનુષ્ય અન્ય તીર્થ સેવન કરે છે તે નર્કે જાય છે એમાં શક નથી. ૨૬. કોઇ તીર્થ કોઇ ઉત્તમ દિવસ હોય ને સર્વ દેવતાઓનો જ્યારે વાસ થાય ત્યારેજ પુણ્યરૂપ થાય છે પણ આ ગૌતમીજ તીર્થ જેનું વૈષ્ણવી ગૌમતી, ગંગા, માહેશ્વરી નામ છે તે હમેશાં પુણ્યરૂપજ છે એમાં કાંઇ સંદેહ નહિં ૨૮. તથા બ્રહ્મનંદા, સુનંદા, ગોદાવરી, કામદાયીની વિગેરે પણ નામ છે તે બ્રાહ્મણના તેજથી આવી છે માટે સર્વદા શ્રેષ્ઠ છે. ૨૯. મને અતિ વહાલી એવી નદીનું આ સ્મરણ કર્યાથીજ પાપ નાશ થાય છે. પંચ મહાભૂતમાં પણ જળ ઉત્તમ છે ૩૦. તેમાં પણ તીર્થનું જળ અતિ ઉત્તમ છે અને તીર્થ જળમાં પણ નદીનું તીર્થજળ ઉત્તમ તેઓમાં પણ ભાગીરથી ઉત્તમ છે. ગંગા બે છે તેમાં પણ હે ગૌતમ જે તું લાવ્યો છે તે આ ગૌતમી ગંગા ઉત્તમ છે ૩૧. જે ગંગા જટા સહિત તું લાવ્યો છે તેથી બીજી કોઇ ઉત્તમ સ્વર્ગમાં કે પૃથ્વીઉપર નથી ૩૨. એ પ્રમાણે હે પુત્ર સ્કંદ પૂર્વે જે મેં ગૌતમઋષિને ગોદાવરી અવતરણનું મહાત્મ્ય કહ્યું હતું તે તુને કહિ સંભળાવ્યું ૩૩. આ કારણથી ગૌતમી ઉત્તમ છે, જ્યાં ગૌતમી ઉત્પન્ન થઇ છે, જ્યાં હું ત્ર્યંબકેશ નામથી બિરાજમાન છું, જ્યાં કુશાવર્તતીર્થ છે તેથી ઉત્તમ ગુહ્ય બીજું કોઇ નથી. ત્યાં સિંહસ્થ ગુરૂ વર્ષ હોય ત્યારે સર્વે તીર્થો રહે છે ૩૪. એક વર્ષ-પર્યન્ત અત્રે રહી હમેશ સ્નાન તીર્થો :કરે છે એથી કરી સર્વ કામ પૂર્ણ કરનારી પાપનાશિની ગોદાવરી સમજવી. એ પ્રમાણે તે ગંગાજીનું સ્વરૂપ કહ્યું; હવે શું સાંભળવાની ઇચ્છા છે ૧૭. જે ગંગા મહાત્મ્ય સાંભળે તે સર્વ પાપથી મુકત થાય. સિંહ ગુરૂ વર્ષ હોય ત્યારે વિશેષ ફળને આપે છે ૩૫.

**ઇતિશ્રી સ્કંદ પુરાણમાં સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં ગોદાવરી મહિમા વર્ણન નામનો અધ્યાય ૫ મો સંપૂર્ણ.**

# અધ્યાય ૬ ઠો.

સ્કંદ કહે છે:—હે પિતાજી ગૌતમે આણેલી આ ગૌતમીનું મહાત્મ્ય તો આપે કહ્યું પણ ક્ષત્રિએ આણેલી એમ પણ કહેવાય છે તેનું કારણ શું તે કહો. હે દેવતાઓમાં ઉત્તમ, એમ બે પ્રકારની ગંગા કહેવાય છે તેમાં એક ભેદ તો આપે કહ્યો ૨. પણ ક્ષત્રિયે પણ હે પ્રભુ આપની જટામાંથી એક અંશ ગંગાજીનો લીધો છે તે કેવી રીતે તે આપ વિસ્તારથી કહો ૩. શંકર કહે છે-વૈવસ્વત મન્વન્તરમાં ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો સગરનામનો રાજા હતો. જેના નામથી સાગર એવું સમુદ્રનું નામ છે ૪. તે રાજા અશ્વમેધ યજ્ઞ યોગ્ય નિયમસર કરતો હતો. તે માટે પૃથ્વીનો દિગ્વિજય કરવા સારૂ અશ્વને છોડયો અને તે ઘોડાની રક્ષા કરવા સારૂ પુઠમાં કુશળ પોતાના સાઠ હજાર પુત્રોને મોકલ્યા. તે પુત્રોએ દેખતાં છતાં રાક્ષસો ૬. તે ઘોડાને લઇને રસાતળ પાતાળમાં ઉપાડી ગયા. માયાવી એવા તે રાક્ષસોને ન દેખી શકતા એવા સગરના પુત્રો, ચારે બાજુ ફરતાં ફરતાં તે સગરના પુત્રોએ કયાંયેથી ઘોડાનો પત્તો મેળવ્યો નહિ ૮. ત્યારે દેવલોકમાં જઇને તપાસ કરી ત્યાં પણ ન મળ્યો, એમજ પર્વત નદીઓ તથા વનોને વિષે આવતાં પત્તો મળ્યો નહિ ૯. ત્યારે યજ્ઞ કરનારા બ્રાહ્મણોએ જેણે શણુગારેલા તથા સ્વસ્તિવાચન કરેલા છે એવો સગર રાજા ઘોડો ન મળવાથી મહાચિંતામાં પડયો ૧૦. પછી પાછા ઘોડાને ખોળતા ખોળતા સગરના પુત્રો દેવલોકમાં ગયાં ત્યાં ઘોડો ન દીઠો ૧૧. પાછા પૃથ્વી ઉપર આવી પર્વતો વિગેરે સ્થળોમાં જોતાં પત્તો મળ્યો નહિ ૧૨. એટલા વખતમાં આકાશવાણી થઈ કે હે સગરના પુત્રો રસાતળ પાતાળમાં ઘોડો બાંધેલો છે ૧૩. એ પ્રમાણે આકાશવાણી સાંભળીને રસાતળ જવાને સારૂ પૃથ્વીને ખોદવા મંડયા સુકીમાટીને રાત્રી દિવસ ખોદતા એવા તે સગરના પુત્રો પૃથ્વીને ભેદીને રસાતળ પાતાળમાં ગયા ૧૫. તે સગર પુત્રો ત્યાં આવેલા જોઇને મહા બળીષ્ટ રાક્ષસો ભયથી ત્રાસ પામીને ઘોડાને કપિલ મુનિપાસે લઈ ગયા ૧૬. મહા ભાગ્યવાન કપિલ મુની પણ ત્યાં સૂવે છે. કારણ કે પૂર્વે તેણે દેવતાઓનું મોટું કામ કર્યું હતું ૧૭. તે કાર્ય પારપડયુ કપિલે દેવતાઓને કહ્યું કે મને નિદ્રાનું સ્થળ આપો ૧૮. ત્યારે દેવતાઓએ

તેને રસાતળ પાતાળ આપ્યું ત્યારે પાછું મુનિએ કહ્યું મને જે કોઈ ઉઠાડે તે ભસ્મ થઇ જાય. ત્યારે દેવતાઓએ, તથાસ્તુ, કહ્યું કે તુર્ત તે રસાતળ જઇને સુતા ૨૦. એ પ્રમાણે કપિલ મુનિનો પ્રભાવ છે તેમ જાણીને માયા યુક્ત રાક્ષસોએ રણસંગ્રામનો ડર ન રાખતાં જ્યાં કપિલમુની સુતા છે ત્યાં આવી ૨૨. તેના માથા નજીક ઘોડાને બાંધી ત્યાંથી તુર્ત નાસી ગયા અને શું થાય છે તે છેટે ઉભા ઉભા જોવા લાગ્યા ૨૩. તે પછી રસાતળ પાતાળમાં આવેલા સર્વ સગરના પુત્રોએ એક સુતેલા પુરૂષને તથા તેની આગળ બાંધેલા ઘોડાને દીઠો ૨૪. ત્યારે આ સુતેલો પુરૂષ ઘોડાનો તથા યજ્ઞનો હણનાર છે માટે તેને હણિને ઘોડાને રાજા પાસે લઈ જઈએ. એ પ્રમાણે સર્વેએ વિચાર કર્યો ત્યારે કેટલાકે કહ્યું કે ઘોડાનેજ લઇ જવાથી શું ફળ છે ૨૫. ત્યારે વળી બીજા બોલ્યા કે આપણે તો રાજાના તાબેદાર છીએ માટે આજે ઉઠાડી આપણો ક્ષત્રિ ધર્મ બજાવવા માટે તેને આપણે હણિએ ૨૬. એમ કહીને કઠોર વચન મોઢેથી બોલતા એવા તે સગરના પુત્રોએ તેને લાત મારી. તે પછી કપિલમુનીએ એકદમ બેઠાં થઇને મોટા કોપથી તે સગરના પુત્ર સામું જોઈ તે સર્વને પોતાની આંખમાંથી નીકળેલી અગ્નિથી તેને ભસ્મ કર્યા તેથી સર્વ સગર પુત્રો બળી ગયા ૨૮. આ પ્રમાણે પોતાના પુત્રો બળી ગયા છે એમ યજ્ઞની દિક્ષાવાળો સગર રાજા નહોતો જાણતો તેથી નારદે આવીને ૨૯. કપિલની સ્થિતિ તથા ઘોડાની સ્થિતિ રાક્ષસોનું કપટ અને તેના પુત્રોનો નાશ એ સઘળું કહી બતાવ્યું ૩૦. ત્યારે ચિંતાતુર રાજાને શું કરવું એ સુઝયું નહિ ત્યારે અસમંજસ્ નામનો એક પુત્ર ઉત્પન્ન કર્યો ૩૧. ત્યારે તે પુત્રનાં પણ કેટલાંક ખરાબ લક્ષણ હતાં તેથી તેનો જે જે અન્યાય હતો તે તેની પ્રજાએ સગર રાજાને કહિ બતાવ્યો તેથી ક્રોધાયમાન થઇ આ પ્રમાણે પોતાના પ્રધાનને કહ્યું ૩૨. આ અસમંજસ્ બાળ ઘાતક હોવાથી તેનામાં ક્ષત્રિપણું નથી માટે તેને દેશ-નિકાલ કરો ૩૩. આ પ્રમાણે સગર રાજાનું વાક્ય સાંભળીને પ્રધાને તે પ્રમાણે કર્યું ત્યારે અસમંજસ્ વનમાં ગયો ૩૪. સગરના પુત્રો બ્રહ્મશાપથી નષ્ટ થઈ લય થયા અને એક રહ્યો હતો તે પણ વનમાં ગયો હવે શું ગતિ થશે તે આગળ કહેવાશે ૩૫. અસમંજસ્નો અંશુમાન નામનો પુત્ર હતો તેને લાવીને

સગર રાજાએ અશ્વ લાવવાના કામમાં યોજ્યો ૩૬. તે અંશુમાને કપીલની આરાધના કરી તેને પ્રસન્ન કરી ઘોડો લાવી સગર રાજાને આપ્યો અને તે અશ્વ વડે યજ્ઞ પૂર્ણ કર્યો ૩૭. તેને દિલીપ નામનો પુત્ર થયો અને દિલીપને ભગીરથ નામનો પુત્ર થયો ૩૮. તે ભગીરથ રાજાને પોતાના દાદાની કપીલના શ્રાપથી ભસ્મ થયાની ખબર સાંભળી મનમાં અતિ દુઃખ થયું તેથી વિનય વડે પોતાના વૃદ્ધ દાદા સગર પાસે જઈ પૂછ્યું ૩૯. હે વૃદ્ધ પિતામહ આપના પુત્રો જે ભસ્મ થયા છે તેનો ઉદ્ધાર કેમ થાય ત્યારે સગરે ઉત્તર આપ્યો હે પુત્ર એ કપિલમુનીને પૂછો તે જાણે છે ૪૦. એ પ્રમાણે સાંભળીને તે બાળક ભગીરથ રસાતળમાં ગયો અને કપિલમુનીને નમસ્કાર કરી તેને બધી હકીકત કહી ૪૧. કપિલમુનીએ પણ ઘણો વખત ધ્યાન તથા તપવડે શંકરનું આરાધન કરીને કહ્યું કે હે રાજામાં ઉત્તમ શંકરની જટામાં રહેલા જળવડે તારા શરીરને તથા તારા પિતૃઓના શરીરને પવિત્ર કર ૪૨. તેથી તારૂં તથા તારા પિતૃઓનું કલ્યાણ થશે. ત્યારે તેમ કરીશ. એમ કહીને પાછું ભગીરથે તે મુનીને કહ્યું હું ક્યાં જાઉં અને શું કરૂં ? તે હે મુનિ મને કહો ૪૩.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં સ્કંદ શંકર સંવાદમાં ભાગીરથી વર્ણન પ્રસ્તાવનામાં સગરાખ્યાન નામનો અધ્યાય ૬ ઠો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૭ મો.

કપિલ કહે છેઃ—હે ભગીરથ, કૈલાસ પર્વત ઉપર જઇને શંકરનું તપ કરી તેને પ્રસન્ન કર જેથી તારી ઇચ્છિત વસ્તુ તને મળશે ૧. એ પ્રમાણે મુનિનું વાક્ય સાંભળી મુનિને નમીને હે સ્કંદ તે બાળક ભગીરથ પવિત્ર થઇ સર્વ ક્રિયામુક્ત થઈ તપનો નિશ્ચય કરીને કૈલાસ તરફ ગયો ત્યાં જઈ આ પ્રમાણે પ્રથમ શંકરનું ધ્યાન ધરી બોલ્યો ૩. હું બાળક છું મારી બુદ્ધિ બાળ છે. હે બાળચંદ્ર કળા ધારણ કરનાર હું કાંઇ પણ જાણતો નથી એ માટે પ્રસન્ન થશો. ૪. વાણિ મન કાવ્ય અને તપવડે પોતાનું હિતકારક મનુષ્યો શંભુની સ્તુતિ કરે છે તેઓનું હિતકરનાર દેવતાઓમાં પૂજ્ય સર્વથી શ્રેષ્ઠ ઇશ્વરને હું

નમું છું ૫. ઉત્તમ ગતિને પામેલા જે જીવોએ ઉત્પન્ન કરેલો તથા જેણે કલ્યાણનો માર્ગ વધારેલો છે. તેવા લોકોનું હંમેશાં કલ્યાણ કરનારા અને બાળચંદ્ર જેને મસ્તકે શોભે છે એવા શંકરને નમું છું ૬. એમ સ્તુતિ કરતો તે ભગીરથ તેની પાસેજ શંકર પ્રગટ થયા અને ભગીરથને કહ્યું વરદાન માગ ૭. જે દેવતાઓ ન આપી શકે એ હું તને આપીશ માટે હે ભગીરથ નિર્ભયપણે માગ ૮. ત્યારે બે હાથ જોડી શંકર પ્રત્યે કહ્યું આપની જટામાં રહેલી નદીઓમાં ઉત્તમ ૯. એવી તે ગંગાજી મને આપો જેથી બધું મને મળી ચૂક્યું એમ માન્યું ત્યારે શંકરે પણ હસિને આ પ્રમાણે કહ્યું ૧૦. હે પુત્ર મેં આ ગંગા તને આપી માટે ફરીને તેની સ્તુતિ કર. આ પ્રમાણે દેવવચન સાંભળી તે ગંગાજી સારૂ મોટું તપ તથા સ્તુતિ અને ભક્તિ કરી બાળક છતાં જ્ઞાનવૃદ્ધ ભગીરથે તે ગંગાજીને પ્રસન્ન કર્યા ૧૨. શંકરના મસ્તક ઉપરથી પ્રાપ્ત થયેલાં ગંગાજી પાતાળમાં ગયાં ત્યારે પાછું કપિલ મુનિને પાસે આવીને બધું વૃત્તાંત કહ્યું અને ઘણા યત્નથી ગંગાજીને સ્થાપીને તેને પ્રદક્ષિણા કરીને બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યા ૧૩. હે દેવી મારા પિતૃઓ મહાત્મા કપિલના શ્રાપથી નર્કે ગયા છે માટે હે માત તેનો ઉદ્ધાર કરવાને આપ યોગ્ય છો ૧૫. ત્યારે તથાસ્તુ એમ કહીને સર્વની ઉપકાર કરનારી એવી તે સ્વર્ગગંગા સર્વ લોકના ઉપકારને માટે તથા પિતૃઓને પવિત્ર કરવા અને વિશેષે કરી જગત્માં તેની ખાંત પૂરી કરવા સારૂ તેમજ સર્વનાં સઘળાં પાપ નાશ કરવા સારૂ ભગીરથે કહ્યા પ્રમાણે કર્યું અને બ્રહ્મશ્રાપથી ભસ્મ થઇ ગયેલા સગરના પુત્રને સ્નાન કરાવીને પોતાની ખાંત પૂર્ણ કરી જે પછી મેરૂ પર્વત ઉપર સ્થિર રહ્યાં એવાં તે ગંગાજી પ્રત્યે રાજાએ પાછું કહ્યું ૧૯. હે દેવી આપે આ અમારી કર્મભૂમિમાં આવવું જોઇએ એમ સાંભળીને તે હિમાલય પર્વત ઉપર ગયાં તે હિમાલય પર્વતથી આ ભારતવર્ષ એટલે ભરતખંડમાં આવ્યાં તેમાંયેલાં તે સમુદ્રને મળી ૨૦. શંકર કહે છે એ પ્રમાણે મેં ગંગા અવતરણ તુંને કહિ સંભળાવ્યું ત્યાં પૃથ્વિ ઉપર હે મહામાતે, માહેશ્વરી, વૈષ્ણવી, સર્વબીજા, પાર્વતી, ૨૧. ભાગીરથી, દેવનંદી, હિમવચ્છિખરોદ્ભવા, મહેશ્વર, જટાવારિ એ પ્રમાણે નામ પડયું ૨૨. એ પ્રમાણે બે પ્રકારે પૃથ્વી ઉપર ગંગાજી આવ્યાં, વિંધ્યાચળની

દક્ષિણ બાજુ જે ગંગા ગોમતિ નામથી પ્રસિદ્ધ છે ૨૩. ગૌતમી, ભીમાનદી, તુંગભદ્રા અને વેણિ નદી એ વિંધ્યાચળના દક્ષિણ ભાગમાં છે ૨૪. અને ભાગીરથી, નર્મદા, યમુના, વિશોકા, વિતસ્તા તે વિંધ્યાચળના ઉત્તર ભાગમાં છે ૨૫. એ બધી નદીઓ સેવન કરવા યોગ્ય છે કારણ તેને સેવન કરનારા ઘણા લોકો પવિત્ર ગતિને પામ્યા છે ૨૬.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં ભાગીરથી વર્ણન નામનો અધ્યાય ૭ મો સંપૂર્ણ.**

## અધ્યાય ૮ મો.

**શંકર કહેછે:—**હે સ્કંદ એક બીજું પાપનાશક ગૌતમનું આખ્યાન કહું છું તે તું સાંભળ જે સાંભળ્યાથી મનુષ્યનો જન્મ સફળ થાય છે ૧. બાપની આજ્ઞા શિર ચડાવીને રામચંદ્ર વનમાં ગયા ત્યારે પોતાની સ્ત્રી સીતા અને પોતાના ભાઈ લક્ષ્મણ વનમાં ફરતા ફરતા પંચવટી ગયા ૨. અને રાવણ રામની સ્ત્રી સીતાને હરી ગયો ત્યારે રામચંદ્રે પંચવટી છોડી પંપા સરોવર પ્રત્યે ગયા ૩. ત્યાં મહા ભાગ્યવાન કશ્યપ મુનિને જોયા ત્યારે રાજ્યથી ભ્રષ્ટ થવું વિગેરે સર્વ હકીકત રામચંદ્રે તેને કહી ૪. અને પોતાની સ્ત્રીનું હરણ અને ટુંકામાં પોતાનું સર્વ દુઃખ કહ્યું તે સાંભળી તેના દુઃખ શાંત કરવા સારૂ કશ્યપ યોગી ૫. વિચારાચારમાં પ્રવિણ એવા તે વિચાર કરી બોલ્યા કશ્યપ કહે છે હે રામ હે મહાબાહો હું કહું તે પ્રમાણે કર ૬. સિંહના ગુરૂ હોય ત્યારે ગૌતમીનું જળનું માહાત્મ્ય દુર્લભ છે જે કોઈ સ્થળે ગંગાજી હોય ત્યાં અથવા વિશેષે કરી કુશાવર્ત ક્ષેત્રમાં ૭. સ્નાન કરવું તારા સારાં ભાગ્યને લીધે બ્રહ્મગિરિ પણ નજીક છે તેમ સિંહસ્થ ગુરૂનું વર્ષ પણ નજીક આવ્યું માટે ત્યાં જા અને શુદ્ધ થા ૮. જ્યાં સુધી સિંહસ્થ ગુરૂ વર્ષ આવે ત્યાં સુધી મારી આજ્ઞાથી ત્યાંજ રહે ત્યારે સિંહસ્થ ગુરૂ વર્ષ આવ્યું ત્યારે કશ્યપ સહિત રામે ૯. ત્ર્યંબક ક્ષેત્રમાં આવી તિર્થ કાર્ય કર્યું. સિંહસ્થ ગુરૂ વર્ષમાં ગૌતમી જળે સ્નાન કરીને ૧૦. ન જીતાય એવા શત્રુઓને પણ જીતે એવા સામર્થ્યવાન થયા તેજ પુણ્યના પ્રભાવથી યુદ્ધમાં રાવણને હણિ ૧૧. સીતાને મેળવી પોતાના

નાનાભાઇ લક્ષ્મણુ સાથે રાજ્ય પણુ મેળવ્યું અને વિધિપૂર્વક યજ્ઞો કરીને અંતે વૈકુંઠ પધાર્યા ૧૨. એ માટે સિંહના ગુરૂ હોય ત્યારે ગૌતમી પુણ્ય દેનાર છે તેના દર્શનથી કે સ્નાન કરવાથી સર્વ પાપ મટી જાય છે ૧૩.

**ઇતિશ્રી સ્કંદ પુરાણુ સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં રામ કશ્યપ સંવાદ નામનો અધ્યાય ૮ મો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૯ મો.

**સ્કંદ કહે છે:**—હે તાત શંકર, ગંગાજીનું પૃથ્વિમાં ઉતરવું કેમ થયું એ આપને મુખેથી સાંભળ્યું પણુ તે પિતૃઓને તૃપ્ત કરનાર છે કે મુક્તિને આપનારી છે તે આપ મને કહો. ઇશ્વર કહે છે હે સ્કંદ શ્રાદ્ધથી તૃપ્ત થયેલા સર્વે પિતૃઓ પરસ્પર આ પ્રમાણે કહે છે કે ગૌતમે જે ગંગાજીને સ્વર્ગમાંથી ઉતારેલી છે તે મહા પુણ્યરૂપ છે ૨. જે કોઇ કુશાવર્ત ક્ષેત્રમાં શ્રાદ્ધ તર્પણુ કે બ્રહ્મભોજન કરે છે અથવા કપિલા દાન કરે છે તો ૩. તે પુણ્યના પ્રભાવથી મુક્તિને પામે છે-અને પ્રલયકાળ સુધી પિતૃઓ તૃપ્ત થઇને રહે છે ૪. અને અક્ષય ઇચ્છનારા પુરૂષોએ ત્યાં ગોદાન, ભૂમિદાન ને અન્નદાન હે સ્કંદ કરવું ૫. તે સિંહ ગુરૂમાં તે સ્થળે અન્નદાન પણુ દેવા તેનું પુણ્ય કહેવાને હું શક્તિવાન નથી તેમજ તું સાંભળવાને શક્તિવાન પણુ નથી ૬. સમુદ્રથી માંડી જે જે તિર્થો હશે તે બધાં સિંહ ગુરૂ વર્ષમાં ગૌતમીમાં આવશે ૭. હે પુત્ર જે દિવસે સિંહ ગુરૂ થાય તેજ દીવસે ગૌતમીમાં નહાવું એ કોટી પાપને નાશકારક છે ૮. સિંહના ગુરૂ હશે ત્યારે ઇન્દ્ર સહિત દેવતાઓ તથા મરૂત ગણો સઘળા ગૌતમીમાં સ્નાનને માટે આવશે તેમજ પૃથ્વિમાં જેટલા તિર્થો તળાવો હશે તે સઘળાં સિંહ ગુરૂ વર્ષમાં ગૌતમી સ્નાન કરવા આવશે. સાઠ હજાર વર્ષ ભાગીરથી ગંગામાં સ્નાન કરવું ને એક વખતજ માત્ર ગોદાવરીમાં સિંહ ગુરૂ વર્ષમાં સ્નાન કરવું તે બંનેનું ફળ સરખું છે ૧૧. કુરૂક્ષેત્રમાં ભાગીરથીમાં સ્નાન અને સૂર્ય સંક્રાન્તિ અથવા સૂર્યોપરાગ હોય ત્યારે પ્રભાસ ક્ષેત્રમાં સ્નાનથી જે ફળ થાય છે તેજ ફળ સિંહસ્થ ગુરૂ વર્ષમાં ગૌતમી સ્નાનેથી થાય છે ૧૨. કદી માંડમાંડ સિંહ ગુરૂ વર્ષમાં ગૌતમી સ્નાનનો

આરંભ કર્યો હોય ને સ્નાન થયું હોય તો પણ નામ માત્રથીજ તે કલ્યાણકારક છે–૧૩. જે મહા પાપીષ્ટ હોય તે પણ શ્રેષ્ટ ગતીને પામે. વિવિધ પ્રકારનાં મોટાં બ્રહ્મ હત્યાદિ પાપો પણ ૧૪. જાણતાં અથવા અજાણતાં પણ સિંહ ગુરૂ વર્ષ હોય ત્યારે ગૌતમી સ્નાન કર્યાથી લય થાય છે ૧૫. ગૌતમી સ્નાન કર્યાથી સિંહ ગુરૂ વર્ષમાં એટલાં એટલાં પાપ નાશ પામે છે માટે અવસ્ય તે વર્ષમાં ગૌતમી સેવન કરવું ૧૬. તિર્થોનાં પણ પાપને નાશ કરે છે ત્યાં માણસની તો શી વાત, માટે હે ગંગા મૃત્યુ લોકમાં આખા જગતનું રક્ષણ કરો. ૧૭. હે ગંગે સર્વ તિર્થમાં તું અધિક થઇશ વેહનારી મોટી નદીઓ અને પવિત્ર સર્વે પર્વતો પણ ૧૮. સિંહ ગુરૂ વર્ષ હોય ત્યારે ત્યાં આવીને રહે છે અતિચારના ગુરૂ હોય ત્યારે જે કોઇ ગંગાનું પાન કરે છે. ૧૯ તેના સો જન્મનાં પાપ નાશ પામે છે. ગોદાવરી નદીમાં જે ફળ છે તેથી બમણું સંગમ સ્થળે છે ૨૦. સિંહસ્થ વર્ષમાં ચોગણું અતિચાર ગુરૂ હોય ત્યારે છગણું અને સ્નાન, દાન, જપને વિષે વક્ર ગુરૂ હોય ત્યારે આઠગણું ફળ થાય છે એજ કારણથી સિંહ ગુરૂ વર્ષ હોય ત્યારે ૨૨. મોટા પાપ નાશ કરાવવા ગૌતમી સ્નાન કરવું. જ્યારે સિંહ ગુરૂ વર્ષ હોય છે ત્યારે અગ્નિઆદિ સર્વે દેવનાઓ ૨૩. સિદ્ધો, ઋષિઓ, દૈત્યો, કિન્નરો, યક્ષો, વિદ્યાધરો વિગેરે ગોદાવરીમાં આવી વસે છે ૨૪. ગંગાજી આદિ નદીઓ સર્વ સમુદ્રો, તળાવો, વાવ, કૂવા, વાત્રડીઓ, તળાવડીઓ, ૨૫. ગયા આદિ તિર્થો તથા પૃથ્વિમાં જે કાંઈ પવિત્ર સ્થળે છે તે સર્વે એક વર્ષ પર્યન્ત ત્યાં આવીને રહે છે જે હમેશાં ગૌતમી સ્નાન કરે છે ૨૬. સિંહસ્થ ગુરૂ વર્ષમાં ગંગાજીનું ઉત્તર તિર્થનો આશ્રય કરીને સર્વે પિતૃઓ તૃપ્ત થાય છે જે બ્રહ્મલોકમાં જાય છે ૨૭. અને જેણે તાર્યો હોય તે પોતાના વંશમાં ઉત્પન્ન થયેલા પુત્રનું વખાણ હમેશાં કર્યા કરે છે. તે માટે સર્વ યત્ને ગૌતમી સ્નાન કરવું. ૨૮. શંકર કહે છે, હે સ્કંદ એક દિવસ ગૌતમી વિચાર કરવા લાગી શું કરૂં ને ક્યાં જાઉં મનુષ્યનાં પાપ કેમ મટે ૨૯. ત્યારે બહુ વિચારીને ગૌતમે ઉપદેશ આપ્યો. તું પહેલાં સર્વ ઇચ્છા પૂર્ણ કરનારા શંકરની આરાધના કર ૩૦. ત્યારે એ પ્રમાણે શંકરની આરાધના કરી ત્યારે શંકરે ગૌતમીને વરદાન અન્ય કાંઈ ન આપ્યું. પણ કહ્યું સિંહ ગુરૂ

વર્ષમાં ૩૧. સર્વ તિર્થોને તું પવિત્ર કરીશ ને હે દેવી તારા જળનું સેવન કરનારનું કલ્યાણ થશે ૩૨. સિંહ ગુરૂ થઇને અસ્ત પામે ત્યાં સુધીમાં દાનની શ્રદ્ધા ન હોય તો ગોદાવરીનું સ્નાન અવસ્ય કરવું ૩૩. આદિ પેહેલા એક ધડિ અને સાત પળ બાકી ગુરૂ હોય અથવા સાડેચાર ધડિ હોય તે કાળ ધણો ઉત્તમ છે.

ઇતિશ્રી સિંહસ્થ ગુરૂ મહાત્મ્ય અધ્યાય ૯ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.

**સ્કંદ કહેછે:**—હે પિતા, સિંહના ગુરૂ હોય ત્યારે ગોદાવરી શું કારણથી પવિત્ર હોયછે તે મને આપ વિસ્તારથી કહો હું આપને શરણે આવ્યો છું મન કર્મ અને વાણિ વડે આપનું સ્મરણ કરૂં છું માટે જેવુંજ સાંભળ્યું હોય, દીઠું હોય અથવા જે સ્થિતિ આવતી હોય તે સઘળું કહો ૨. શીવ કહેછે:-પૂર્વે દેવતા અને રાક્ષસોનું મોટું યુદ્ધ થતું હતું ત્યારે યુદ્ધમાં રાક્ષસોએ પરાજય કરેલા દેવતાઓ બ્રહ્માને શરણે ગયા ને તેની સ્તુતિ કરી ત્યારે સર્વ જગતૂના કર્તા બ્રહ્માએ ૪. આજ દેવી ગંગાને ઉત્પન્ન કરીને પૂર્વે ગિરિ એટલે હિમાલય પર્વત ઉપર રહેલી ગંગાજી તેનું આરાધન સિંહના ગુરૂ થાય ત્યારે કરવું એમ દેવતાઓને આજ્ઞા કરી ૫. ત્યારે હે સ્કંદ પોતાના ગુરૂ બ્રહસ્પતિ સહિત એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળીને ઇન્દ્રે ગંગાની આરાધના કરી-હે ગંગા તું નદીઓમાં ઉત્તમ છે સર્વ ઇચ્છા પૂર્ણ કરનારી છે ૬. હે સ્વર્ગમાં દૈવતરૂપ હે દેવતાઓમાં શ્રેષ્ઠ, હે દેવી જેના અધિકારો હણાઇ ગયા છે તથા જેની લક્ષ્મી ને સ્ત્રીઓ હરાઈ ગઈ છે ૭. એવા અમો દેવતાઓની શામાટે રક્ષા નથી કરતી ? ભયથી પીડાઇને તારે શરણે આવ્યા છીએ તો અવશ્ય રક્ષા કરવી જોઇએ. તે પછી ત્રણ બાજુ જેનો પ્રવાહછે એવાં ગંગાજી બોલ્યાં ૮. હે દેવતાઓ તમે નિઃશંક અંતઃકરણે કહો તમારે કોનો ભયછે ? ૯. દેવતાઓ કહેછે–હે દેવી દાનવોથી અમોને મોટા રૂંવાટાં ઉભા થાય એવો ભય છે, કારણ તેઓને યુદ્ધથી .તપના પ્રભાવથી કે શ્રાપથી પણ હણી શકાતાં નથી ૧૦. ત્યારે ગૌતમીએ રાક્ષસોના જયનું કારણ કહ્યું, ઇશ્વર કહેછે હે સ્કંદ તે

ગંગા એ પ્રમાણે સ્તુતિ સાંભળીને પર્વતના મસ્તક ઉપર રહેલાં દેવતાઓ ઉપર પ્રસન્ન થયાં અને આ પ્રમાણે કહ્યું. ૧૧. હે દેવતાઓ જ્યાંસુધી સિંહના ગુરૂ થઇ રહે ત્યાંસુધી તમારે અહીંજ રહેવું. મોક્ષને આપનાર એવા ગિરિના મસ્તક ઉપર ગુરૂની સાથે સર્વે દેવતાઓ બાર વર્ષ સુધી રહ્યા ૧૨. જ્યારે બાર વર્ષ થઇ ગયાં અને જ્યારે સિંહના ગુરૂ થયા ત્યારે ઇન્દ્ર સહિત સર્વે દેવતાઓ ગૌતમીમાં સ્નાન કરી પવિત્ર થયા જેથી તે પુન્યના પ્રભાવવડે સર્વે રાક્ષસોને જીત્યા એથી જે કોઇ સિંહસ્થિત ગુરૂમાં ગૌતમી સ્નાન કરે તેઓના શત્રુઓ નાશ થાય અને પોતે કોઇથી જીતાય નહિં ૧૫. માટે સર્વ જનોએ સિંહ ગુરૂ હોય ત્યારે ગૌતમી સ્નાન કરી પંચવટીમાં રામચંદ્રનું દર્શન કરવું અને જે કોઇ ત્ર્યંબકનું તેજ દિવસે દર્શન કરેછે તે કદી પણ પુત્ર ને ધન વિનાનો સાત જન્મ સુધી થતો નથી તથા રોગી પણ થતો નથી. ત્ર્યંબકમાં જે કાંઇ વૃષ દાન કરેછે ૧૭. તો તે વૃષના દાનથી એક ધેનુના જેટલું ફળ આવેછે–કુશાવર્ત ક્ષેત્રમાં જે કોઇ સ્નાન તથા શ્રાદ્ધ કરેછે ૧૮. તેને સાત જન્મમાં દુર્ભાગ્યપણું આવતું નથી. સ્કંદ કહેછે–કુશાવર્ત ક્ષેત્ર કેમ થયું જે પૂર્વે તેણે શું કર્યું તે આપ કહો ૧૯. ત્યાં સ્નાન કે દાન કરવાથી શું ફળ તે શંકર આપ કહો. શંકર કહે છે–સર્વ તિર્થોનો નોખો નોખો પ્રભાવ હું કહેવાને શકિતવાન નથી, તેમજ તું સાંભળવાને સમર્થ પણ નથી, તો પણ હે સ્કંદ હું તને થોડો ભાગ કહીશ તે તું સાંભળજે ૨૧. કુશાવર્ત એ નામનું ક્ષેત્ર મનુષ્યોને સર્વ ઇચ્છા પૂર્ણ કરનાર છે. કુશવડે જે ગૌતમી ગૌતમે વિટેલી છે તેનું નામ કુશાવર્ત ૨૨. કુશાવર્ત ક્ષેત્ર બ્રહ્મહત્યાદિથી વિશુદ્ધ કરનારૂં છે; હે સ્કંદ. તે તિર્થનું મહાત્મ્ય કહેવાને હું શક્તિવાન નથી ૨૩. તેનું મહાત્મ્ય હજાર મુખેથી હજારો કલ્પો સુધી કહો તોપણુ હું કહી શકું નહિ ૨૪. ત્યાં સ્નાન દાન કર્યાથી પિતૃઓ તૃપ્ત થાય છે. તેનું સ્મરણુ કરવાથીજ માણસનું કલ્યાણ થાય છે ૨૫. સર્વ તિર્થોમાં તિર્થરૂપ ગોદાવરી છે અને સર્વ દેવમાં ઉત્તમ શિવ છે તો તે નદી તથા સાક્ષાત્ શિવ એ બન્ને યુક્ત કુશાવર્ત ક્ષેત્ર અતિ ઉત્તમ છે ૨૬. કુશાવર્ત કુશાવર્ત કુશાવર્ત એમ જો કોઇ મોઢેથી બોલે તે સાવ મૂઢ હોય તોપણ સંસારસમુદ્રમાંથી તરે છે ૨૭. તે સ્થળ પ્રત્યે એટલે પૃથ્વીની વૃત્તિ જે કોઇ પોતાના અંગમાં

ઘેરે અર્થાત્ તે સ્થળે આળોટે (સ્નાન કરે) તેને સદ્બોધ આવર્તન કરે (વિટીલ્યે) છે તેથી કુશાવર્ત નામ પડયું ૨૮. કુશાવર્ત એ મહા તિર્થ છે, ચિદ્રૂપ છે, ઉજ્વળ છે તે માટે ત્યાં જે તિર્થ કરે તે જ્યોતિમય શિવરૂપ થાય છે.

**ઇતિશ્રી સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં કુશાવર્ત ક્ષેત્ર વર્ણન નામનો અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૧૧ મો.

શંકર કહે છે:—હે સ્કંદ જે કોઇ ઇન્દ્ર તિર્થમાં સ્નાન કરી ત્ર્યંબકેશ્વરનાં દર્શન કરે છે તે ઇન્દ્રલોકમાં જાય છે એમાં સંદેહ નહીં ૧. અને જે ત્યાં કોઇને યાદ કરે તો તેના પિતૃઓ પ્રલયકાળ સુધી તૃપ્ત રહે છે ૨. સર્વે પિતૃઓ પોતાના વંશજ જે સંસારના ભયથી તાપ પામીને કહે છે કે અરે સિંહસ્થ ગુરૂ વર્ષમાં ગોદાવરીમાં ઇન્દ્ર તિર્થે સ્નાન કરી સત્કૃત્ય નજ કર્યું જેથી અમે બહુ સંતાપ પામિએ છીએ તેથી હે પુત્ર પ્રભાસ ક્ષેત્ર નહિ જતાં કે નૈમિષ ક્ષેત્ર નહિ જતાં ૪. સિંહસ્થ ગુરૂ વર્ષમાં ગૌતમી ક્ષેત્રમાં જા. જેથી અમારૂં તથા તારૂં પણ કલ્યાણ થાય. ઇન્દ્ર તિર્થમાં જે મનુષ્ય સ્નાન કરીને ગુંજાસ પ્રમાણે સુવર્ણ ૫. શ્રાદ્ધથી દાન કરે છે તે પરમ પદને પામે છે. હવે અહલ્યા તિર્થ પણ અહિં છે તેનું મહાત્મ્ય કહું તે સાંભળ ૬. પૃથ્વિમાં સમુદ્ર પર્યન્ત જેટલાં તિર્થો છે તેટલાં અહલ્યા તિર્થમાં પણ સિંહ ગુરૂ વર્ષમાં આવી રહે છે ૭. અહલ્યામાં જે મનુષ્ય સ્નાન કરી ગોદાન કરે છે તે ઘોર એવા યમદ્વારને જોતો નથી ૮. અહલ્યા તિર્થ આવીને પિતૃશ્રાદ્ધ કરનાર મનુષ્યના પિતૃઓ બારવર્ષ સુધી તૃપ્ત રહે છે. ૯. અહલ્યા ઓવારામાં સ્નાન કરી ત્ર્યંબકનું જે દર્શન કરે છે તે સર્વ પાપથી છુટી કૈલાસ સ્થાને જાય છે. ૧૦. સ્કંદ કહે છે સંતોષકારક એવું અહલ્યાનું સ્નાન કેવી રીતે કરવું તેની વિધિ હે પિતા મને આપ કહો ૧૧. હે પુત્ર બીજું વિધાન કહું છું તે સાંભળ. સ્ત્રી અને પુરૂષ એક વસ્ત્રથીજ સ્નાન કરે છે તો સંતતી (પુત્ર) આપે છે ૧૨. હવે બીજા શા શા દોષો જાય છે તે તુંને કહું છું તે સાંભળ. મુંગો, આંધળો, બેહેરો, સ્તબ્ધ, પાંગળો, કાણો, નપુસક, ૧૩. કોઢીઓ, વાઇના દરદ

વાળો એ દશ રોગો ગંગાના સંગમ આગળ એક વસ્ત્ર સ્નાન કરવાથી દૂર થાય છે. ૧૪. સર્વે પાપથી મુકત થાય છે. વાંછિત સિદ્ધિ તે મેળવે છે તેમજ વાંઝીયાપણું દુર થાય છે ૧૫. સ્કંદ કહે છે–હે પિતા, વંધ્યા (વાંઝણી) સ્ત્રી કેમ કહેવાય તે આપ જગતના કલ્યાણને માટે કહો ૧૬. શંકર કહે છે–સંતાન જેને નથી જેને પાપ વંધ્યા ( વાંઝણી ) કહે છે તે ત્રણ પ્રકારની છે ૧૭. એક કાક વંધ્યા, બીજી બહુ નામિકા, ત્રીજી કેવલાગ્નેયા એમ ત્રણ પ્રકારની વાંઝણી કેહેવાય છે. ૧૮. એક મૃત વંધ્યા પણ કહેવાય છે કે જેનું ઉત્પન્ન થયેલું બાળક જીવે નહિ. ૧૯. એ ચાર પ્રકારના વાંઝિયાના દોષ જવા સારૂ સ્ત્રી પુરૂષ એક વસ્ત્ર પેહેરી સારો દિવસ હોય, રવીવાર હોય કે વૈધૃત હોય ત્યારે સ્નાન કરવું ૨૦. સવારમાં ઉઠીને ઉપસ્કર (પુજાની સામગ્રી) લઇને પોતાની સહિત ગુરૂને હાથે નદીના સંગમ આગળ દેવ સ્થાપના કરી ૨૧. પૂજન કરી પ્રણામ કરવા; તે પળે ભૈરવનું ધ્યાન ધરી આ મંત્ર ભણવો ૨૨. તિક્ષ્ણ દંષ્ટ્ર –આકરી દાઢવાળા, સારા શરીરવાળા, પ્રલય કાળના અગ્નિતમ એવા હે ભૈરવ તમને નમસ્કાર છે. આજ્ઞા કરવાને આપ યોગ્ય છો. ૨૩ તે પછી બ્રાહ્મણોની પ્રાર્થના કરી સ્તુતિ કરવી. હે બ્રાહ્મણો સર્વે વેદને જાણનારા છો, શાંત છો, જગતમાં પૂજ્ય છો ૨૪. માટે આપ, મહા પાપિષ્ટ અમોને પાવન કરો. અમારી દેહની શુદ્ધિ સારૂ તથા પુત્ર સારૂ ૨૫. નવીન વસ્ત્ર ધારણ કરીએ છીએ તે આપ આજ્ઞા કરવાને યોગ્ય છો એમ કહી પ્રણામ કરી મંત્ર ભણી પૂજન કરી ઠંડો પવન તથા શરતળ રક્ષણ કરનારૂં ૨૭. શરીરના અલંકાર રૂપ એવું હાથમાં લીધેલાં વસ્ત્રનું પૂર્વાર્ધ ( તેહલુંઅર્ધું ) પુરૂષે તથા ઉત્તરાર્ધ ( બાકી રહેલું અર્ધું ) વસ્ત્ર સ્ત્રીએ ધારણ કરવું ૨૮. પછી પૃથ્વીની પૂજા કરીને તેની ઉપર વાંસનું સુપડુ મૂકીને ગંધ પુષ્પાદિ ઉપચારથી પૂજન કરીને ૨૯. વંશો વંશ વંશ વંશને વધારનાર છે શ્રેષ્ટ છે, પૂર્વે બ્રહ્માએ તેને નિર્મેલું છે હે વંશમાંથી ઉત્પન્ન થએલા મારા વંશનો વિસ્તાર કરો ૩૦. એ પ્રમાણે મંત્ર બોલી ઘઉંના દાણા, છાંટવા, પાંચફળ, પંચરત્ન, પાંચ પલ્લવ, ૩૧. સર્વ ઔષધી, દેવદાર, જટામાંસિ, વજકઠ, શિલાજીત, હરદળ, દારૂહળદર, જાઇ, ચંપક, મોથ એ દશ ઔષધી તથા નાળીએર, બીજોરૂ, સોપારી, કેળાં, ૩૩. ખજુર

એ પાંચ મુખ્ય તથા દાડિમ વિશેષ તથા હરો, ધાવડી, બેડાં, ૩૪. બીજાં પણ આંબો, દ્રાખ, નાગરવેલનાં પાન, આકડાનાં પાન વિગેરે ૩૫. બધાં સૂપડામાં મૂકી પ્રયોગ ભણવો તે પછી તિર્થ તથા જળના ઇશ્વર વરૂણની પ્રાર્થના કરવી ૩૬. હે દરેક આશાના પતિ હે જળના રાજા પાપરૂપી અગ્નિથી યુકત શરીરમાં ગર્ભ શકિત આપો અને પ્રસન્ન થાઓ ૩૭. આ જન્મમાં કે ગયા જન્મમાં જે કોઈ કુસંગથી પાપ કર્યાં હોય તે બધા જળથી ધોઇ નાખી ગર્ભ આપો ૩૮. હે જળના ઇશ્વર નદી તળાવ બીજા પણ જળાશયો તમારા વિના નથી શોભતાં તો પ્રસન્ન થાઓ ૩૯. એમ કહી સ્નાન કરી પોતાની શક્તિ પ્રમાણે ધાન્ય, પત્ર, પુષ્પ કે ફળ કંઇ પણ પોતાના મસ્તકની પાછળ જળમાં નાખવું ૪૦. પછી ઋત્વિજ બ્રાહ્મણો દ્વારા પોતાના શિરઉપર રૂદ્રાભિષેક સૂપડાવતી જળેથી કરાવવો ૪૧. પછી સ્રી પુરૂષોએ સર્વૌષધીનો સુગંધી લેપ સ્નાન વખતે મંત્ર બોલીને કરાવવો ૪૨. અને કહેવું જો શરીર વિષે ગર્ભ ન થવાના જે દોષો અમારામાં છે તે સર્વ સ્નાન કરવાથી નાશ થજો, બીજું જે અમારા બેઉની કુખમાં ગર્ભબીજના દોષો છે તે એક વસ્ત્ર ધારણ બન્ને જણાંએ કર્યું છે તેથી નાશ થજો ૪૩. સ્રીએ કહેવું જે મારા કેશમાં સ્રીમત ન આવવાનું દુર્ભાગ્યપણું હોય જે મારા મસ્તક ઉપર લલાટમાં બે કાનમાં બે આંખમાં પણ જે દુર્ભાગ્યપણું હોય તે સર્વ જળમાં સ્નાન કરવાથી દૂર થજો એ પ્રમાણે સ્નાન કરી સૂર્યનું ધ્યાન ધરી અર્ધ્યથી સૂર્યનું પૂજન કરો એપ્રમાણે અર્ઘ્ય દાન આપવું રવી કહે જેવી રીતે તમારાથી આકાશ સગર્ભ (સૂર્યના કીરણોથી વરસાદનું પાણી વાદળમાં આવે છે તે વાદળ યુક્ત આકાશ ને સગર્ભ લોક કહે છે.) થાય છે તેવીજ રીતે આપ મને પણ સગર્ભા કરજો ૪૭. હે લક્ષ્મીપતિ ઇશ્વર હે ત્રિલોકેશ અમારો આપેલો અર્ધ આપ ગ્રહણ કરશો હે ત્રિમૂર્તિ હે ત્રિગુણી (સત્વ, રજ ને તમ ત્રણ ગુણ યુક્ત) અમને ઇચ્છિત વસ્તુ આપો ૪૮. એ પ્રમાણે જળમાં અર્ધ્ય આપી જુનાં વસ્રો નદીમાં નાખી દઇ નવાં વસ્રો પેહેરવાં પછી તિલક વિગેરે કરવું ૪૯. પછી ગણપતિને પૂજી કળશ ઉપર મધ્યમાં રૂદ્રની તેની દક્ષિણ બાજુ વિષ્ણુની ૫૦. ડાબી બાજુ બ્રહ્માની એવી રીતે મૂર્તિઓ સ્થાપી રૂદ્રાધ્યાયથી શંકરની પુજા કરાવી અને તેજ મંત્રોથી હવન કરાવવો ૫૧.

વિધિપૂર્વક ગ્રહ સહિત ગુરૂને સ્થાપી પછી યથાવિધિ સર્વની પૂજા કરી ૫૨. તેવીજ રીતે બળીદાન પત્નિથી સર્વેને આપવું બીજું મહા બળીદાન સુપડામાં મૂકી પાડ પૂજન કરીને પોતાની પત્નિને માથે તે સુપડું મુકાવી મંત્ર ભણીને બળીદાન સર્વને આપવું. ૫૨ ભૂત આદિ દેવતાઓ હે જેનું ક્રમમાં પૂજન કર્યું છે તે સર્વે દેવતાઓ બળીદાન ગ્રહણ કરશે, તેમજ આદિત્ય અને વસુ આદિને પણ બળી ગ્રહણ કરાવવો ૫૫. મરૂત, અશ્વિની કુમાર, રૂદ્ર, સુપર્ણ, સર્પો, પક્ષિઓ, ડાકણીઓ, યક્ષો, વૈતાળો, શાકણીઓ, ૫૬. શિયાળીઓ, સિદ્ધો, ગાંધર્વો, વિદ્યાધરો, મોટા ફણિધરો, દશદિગ્પાલો, લોકપાલો ૫૭. અને સર્વ જગતનું વિઘ્ન મટાડનારા તથા શાંતિ કરનારાઓ એવા મોટા બ્રહ્માદિ ઋષિઓ તે બધા નિર્વિઘ્ને મારૂં કલ્યાણ કરો ૫૮. ભૂતાદિ સર્વ દેવતાઓને એવી રીતે બળી આપી તૃપ્ત કરીને પછી પૂર્ણાહુતિ કરવી ૫૯. પ્રથમ આચાર્યોની પૂજા કરી પછી મૂર્તિ દાન કરી અભિષેક કરી આશીર્વાદ લઇને ૬૦. પ્રણામ કરી પોતાને ઘેર જઇને પછી બ્રહ્મભોજન કરાવવું. શિવ કહે છે, હે સ્કંદ એપ્રમાણે સર્વ દોષ મટાડનારૂં એ વસ્ત્ર સ્નાન જે કોઈ કરેછે તે વાંછિત સમૃદ્ધિને તથા સંતતીને પામે છે અને છેવટ મોક્ષ ધામમાં જાય છે ૬૨.

**ઇતિશ્રી સ્કંદ પુરાણમાં સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં એક વસ્ત્ર સ્નાન વિધિ નામનો અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૧૨ મો.

શિવ કહે છે:—હે સ્કંદ સમુદ્રપર્યંત પૃથ્વિમાં જેટલાં તિર્થો છે તે સઘળાં અહલ્યામાં સિંહના ગુરૂ હોય ત્યારે જાય છે ૧. અહલ્યાના સંગમમાં સ્નાન કરી જે ગોદાન કરે તે યમદ્વાર નથી દેખતો ૨. અહલ્યા તિર્થ આવીને શ્રાદ્ધ કરેછે તેના પિતૃઓ બાર વર્ષ સુધી તૃપ્ત રહેછે ૩. તેવીજ રીતે ગોદાવરીના સંગમમાં રહેલું ગોવર્ધન તિર્થ પણ મહા પુણ્યને આપનારૂંછે. ગૌહત્યાના પાપથી પણ મુક્ત થવાયછે ૪. તેવીજ રીતે સાક્ષાત્ વિષ્ણુને પ્રિય એવું ચંદ્રતિર્થ પણ અતિ ઉત્તમ છે જ્યાં સ્નાન કર્યાથી વિષ્ણુ ધામમાં જવાયછે ૫. તેમજ ગોદાવરી નજીક રહેલું નાસિક તિર્થ નાસિકની ઉપમા જેને છે તે પણ ઉત્તમ છે

જ્યાં કપાળેશ્વર નામનું શંકરનું લિંગ છે ૬. અરૂણા ને વરૂણા તે બેની મધ્યે જ્યાં ગોદાવરી છે ત્યાં એક કોશ માત્રમાં તિર્થ છે તે વારાણસીથી ઉત્તમ છે ૭. લોકના ઉપકારને માટે જ્યાં સર્વ દેશના ઇશની ગોદાવરીના ઉત્તરકાંઠા ઉપર સ્થાપના કરી છે તેનું પૂજન કર્યાથી અત્યંત ફળ આપે છે ૮. હે પુત્ર તે ક્ષેત્ર ન તજી દેવું, કારણ તે મહા પવિત્ર છે, ઋષિઓને પણ દુર્લભ છે, ત્યાં બ્રાહ્મણોને દાન આપ્યાથી લક્ષ ગણું પુણ્ય થાયછે. એપ્રમાણે સિંહ ગુરૂ હોય ત્યારે તે ક્ષેત્ર પણ અતિ ગુણકારક છે ૧૦. અરૂણા અને વરૂણાની વચ્ચે જ્યાં ગંગાજી છે ત્યાં સ્નાન તથા પાન કર્યાથી બ્રહ્મહત્યાથી પણ મુકત થવાય છે ૧૧. દક્ષિણ મુખવાળી ગોદાવરીમાં દાન કરવું ઘણું દુર્લભ છે. કાલિંદી પશ્ચિમ ભાગમાં પવિત્ર કહેવાય છે અને ગંગાજી ઉત્તર વિભાગમાં પવિત્ર કહેવાય છે ૧૨. પૂર્વ તરફ વહેનારી એવી પયોષ્ણી અને દક્ષિણ બાજુ વહેનારી ગોદાવરી ગંગા તો અતિ દુર્લભ છે અરૂણા નદી અને સરસ્વતીનો સંગમ જે લોક પ્રસિદ્ધ છે ત્યાં ત્રણ દિવસ સ્નાન કરી ત્રણ રાત્રી ઉપવાસ કરવાથી શંકર પોતે સિદ્ધિ પામી ગયા તેનો ઇતિહાસ કહું છું ૧૪. જેના શ્રવણ કરવાથી બ્રહ્મહત્યા કરનાર પણ નિર્મુકત થયો. પૂર્વે એક બ્રાહ્મણની ખોપરીનું અસ્થિ શંકરના શુભ હાથમાં હતું ૧૫. તેને તજી દેવાને યત્ન કર્યા છતાં પૃથ્વી ઉપર પડતું નહોતું. ત્યારે તે બ્રહ્મશિર તજવાને માટે ઘણાં ઘણાં સમુદ્ર પર્યંત તિર્થ સેવન કર્યાં ૧૬. ઘણાં દર્શન તથા તિર્થોમાં સ્પર્શ પણ કર્યાં પછી સર્વના દેવ શંકર અરૂણાવરૂણ સંગમને સ્થળે ગયા ૧૭. ત્યાં સ્નાન કરવાથીજ તેના પુન્યના પ્રભાવથી તે શિર હાથમાંથી પડી ગયું અને શંકર બ્રહ્મહત્યાથી મુકત થયા ૧૮. બીજા કોઈ તિર્થ પ્રત્યે ન જવું એ પ્રમાણે સ્વયંભુ મનુ કહી ગયા છે અને ત્યાંજ કપીલેશ્વર નામના સ્વરૂપની શંકરે પોતે તે સ્થાપના કરી ૧૯. અરૂણાવરૂણ ક્ષેત્રમાં લિંગને પુજ્યાંથી બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે જે કોઈ ત્યાં શ્રાદ્ધ કરે છે ૨૦. તે ત્યાંજ સ્વર્ગને પામે છે. હે સ્કંદ ત્યાં જે કોઇ સ્નાન કરી અનશન વૃત્ત જે ધારણ કરે છે તે પ્રલયકાળ સુધી બ્રહ્મ લોકથી છૂટો નથી થતો ૨૧. અરૂણાવરૂણ સંગમપર જે કોઇ દેહત્યાગ કરે છે ૨૨. કોટી કલ્પસુધી રૂદ્ર દેહમાંજ રહે છે ચક્રથી, શસ્ત્રથી અથવા કઠોર અગ્નિથી

૨૩. પોતાનો દેહ છોડવો તેથી રૂદ્ર લોકમાં જવાય છે. સિંહસ્થ ગુરૂ સોમનાં ઘરમાં બેઠેલા હોય ત્યારે ત્યાં શ્રાદ્ધ કરવાથી કુળનો ઉદ્ધાર થાય છે; તેમજ સોમગ્રહ સ્થિત સિંહસ્થ ગુરૂ હોય ત્યારે કપીલેશ્વરનું દર્શન કર્યાથી ને પંચવટીનું દર્શન કર્યાથી, ગોદાવરીમાં સ્નાન કર્યાથી જન્મપર્યન્તનાં પાપક્ષય થાય છે એમાં સંશય નથી ૨૬. ત્યાં જે કોઈ તદન સૂક્ષ્મદાન કાંચનનું કરે તેને કુરૂક્ષેત્રમાં દાન કર્યાના ફળથી તેમ સો ગણું ફળ આપે છે ૨૭. તેમજ પંચવટીમાં કે અરૂણાવરૂણનો સંગમ છે ત્યાં પણ દાન કર્યાથી તેમને સો ગણું ફળ મળે છે ૨૮. પ્રયાગ વડ જે જગામાંથી નિકળેલો હતો ત્યાં દાન પુન્ય કર્યાથી અક્ષય કીર્તિ મળે છે ૨૯. એ પ્રમાણે હે સ્કંદ મેં તને ગોદાવરીની ઉત્પત્તિ તથા ગૌતમ ગોદાવરીને કેમ લાવ્યા તે સઘળું કહી સંભળાવ્યું ૩૦. કે જેના સ્મરણ માત્રથીજ માણસનું કલ્યાણ થાય છે હવે ગંગાજીના મહાપુણ્યો કહું છું ૩૧. અરૂણાવરૂણાની નીચે કુશાવર્ત ને પદમ નગર છે પ્રતિષ્ઠાન અબ્દક અને ગંગા અને સાગર સંગમ છે ૩૨. પ્રથમ ગોદાવરી ગંગા અને પછી ભાગીરથી નદીમાં સ્નાન કર્યાથી નરકમાં જવાનાં જે કર્મો છે તે બળી જાય છે ૩૩. ગંગા, ગોદાવરી ને રેવા એ ત્રણ મુકિત આપનારી છે; તેમ ગોદાવરી. વેણી અને ભાગીરથી એ પણ ઉત્તમ છે ૩૪. ગ્રહણ હોય ત્યારે ઉત્તરાયણ કે દક્ષિણાયન હોય ત્યારે ચોમાસાના વૃત્તમાં ૩૫. સર્વ વિવાહમાં, સીમંતમાં, ઋતુકર્મમાં, દેવતાઓ કે અસુરોનું પુજન વિધાનમાં ગોદાવરી સ્થળે કોઈ જાતનો બાધ નથી ૩૬. અન્ય દેશમાં રહેનારાં લોકોએ પણ પોતાના આત્માની શુદ્ધિને માટે ગોદાવરી સ્નાન અવસ્ય કરવું ૩૭.

ઇતિશ્રી સ્કંદ પુરાણમાં ગોદાવરી મહાત્મ્યમાં અરૂણાવરૂણા મહાત્મ્ય નામનો અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.

શંકર કહે છેઃ—હે પુત્ર સિંહ ગુરૂ હોય ત્યારે યાત્રાનું માહાત્મ્ય કહું છું તે સાંભળ જે અવસ્ય યત્નથી કરવા લાયક છે ૨. પોતાના ઘરમાં દેવપુજા કરી પોતાના ઉદયની ચાહના કરીને મનમાં ગંગાજીનું સ્મરણ કરતાં યાત્રાર્થે

જવું ૩. પુણ્યાહવાચન, નાંદિશ્રાદ્ધ કરી ચુતુઃશ્લોક ભણતાં ભણતાં પોતાને ઘેરથી નિકળવું ૪. (ચાર શ્લોક કયા ભણવા તે કહે છે.) आदि જયો અર્થ—આદિત્ય (સૂર્ય) ગણપતિ, વિષ્ણુ. શંકરપણ દેવી પાર્વતી સાથે તથા દેવતાઓ સર્વે ગંગા સ્નાન કરવા માટે આવો ૫. સર્વે પિતૃઓ ગંગાજીના શ્રાદ્ધની ઈચ્છાવાળા હોય તો આવો કારણ સિંહસ્થ ગુરૂના આ વર્ષમાં ગૌતમીમાં હું હાલ નાહી ૬. બ્રહ્મચર્યાદિ વૃત્તો યુક્ત હું હે દેવી ગંગાજી તારી યાત્રા સર્વ કામની સિદ્ધિને માટે કરીશ માટે મારી ઉપર કૃપા કરજે ૭. હે મહા પૂણ્યયુક્ત દેવી હે પવિત્ર જળથી વીંટાયલી દેવી મારાં બધાં પાપથી મુકત થવાને તારી યાત્રા હું કરીશ ૮. એ પ્રમાણે ચાર શ્લોક બોલતાં જવું પણ જે પરમાર્થ ભાવથી જાય છે તેને સોળ કળા મળે છે ૯. પણ જે કાર્ય પ્રસંગથી જાય છે તેને તેના અર્ધનું અર્ધ ફળ મળે છે બળદયુકત ગાડીથી જે યાત્રા કરે છે તે તેટલાં બળદના રૂવાડાં હોય તેટલા વર્ષપર્યંત નર્કમાં જાય છે. અને તેની માયા વિધિ ફળીભૂત થતી નથી ૧૦. પ્રથમ મનુષ્યના નિવાસના સ્થળ પ્રત્યે જઈ વિધિપૂર્વક સ્નાન કરી શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરી ભગવાનનાં દર્શન કરી ૧૧. પંચવટીમાં રામચંદ્રનાં દર્શન કરી તે પછી ત્ર્યંબક જવું ત્યાં કુશાવર્ત ક્ષેત્રમાં સ્નાન કરી શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરી ૧૨. લોકનું કલ્યાણ કરનાર ત્ર્યંબકેશ્વર શંકરના દર્શન કરવાં પાછું પંચવટીમાં દયાળુ એવા રામચંદ્રનું દર્શન કરીને ૧૩. પછી પોતાને ઘેર જવું એ પ્રમાણે યાત્રાનો ક્રમ છે. તિર્થ સ્થાને જઈને વાહન તથા પગમાં જોડાનો ત્યાગ કરવો ૧૪. પગે ચાલીનેજ જવું અને વિદ્વાન બ્રાહ્મણો સાથે ગૌતમીની પ્રાર્થના આ મંત્રોવડે કરવી ૧૫. सिंहे गुरौ, અર્થ—હે દેવી ગૌતમી સિંહસ્થગુરૂ વર્ષમાં તું બ્રહ્મલોકમાંથી અહીં આવી છે. સ્વર્ગ કે પૃથ્વીપર જે જે તિર્થો છે તે સઘળાં તારાં ઉદરમાં સમાયેલાં છે ૧૬. મન વાણિ અને શરીરથી જે જે દોષ ઉત્પન્ન થયા હોય તે દોષથી ગોદાવરીના દર્શન કરનારો પુરૂષ મુક્ત થાય છે એમાં કાંઇ સંદેહ નહિ ૧૭. ગોદાવરી નદીમાં જળ છે તે શંકરનું રૂપ છે, જે પથ્થરો છે તે શ્રીવિષ્ણુનું સ્વરૂપ છે, અને રેતીઓ છે તે મુનીઓનું સ્વરૂપ છે, જે વૃક્ષો છે તે સર્વ દેવતાઓનું સ્વરૂપ છે ૧૮. સ્મરણ કરવાથી પાપ ટાળે છે, દર્શન કરવાથી

ઇચ્છા પૂરી કરે છે, નમસ્કાર કર્યાથી પુષ્ટિ કરે છે અને તેમાં સ્નાન કર્યાથી ઘણું ફળ આપે છે ૧૯. ત્રણુ લોકમાં વ્યાપક બ્રહ્મા, વિષ્ણુ, અને શંકરને પણુ સેવા કરવા લાયક આ લોકમાં પાપી લોકોને ઉદ્ધાર કરનારી એવી હે ગંગે તમને નમસ્કાર છે ૨૦. આ જન્મમાં અથવા પૂર્વ જન્મમાં મેં જે પાપ કર્યાં હોય તે સર્વે હે ગોદાવરી તમે નાશ કરશો, તમોને નમસ્કાર છે ૨૧. એ પ્રમાણે ગંગાજીની પ્રાર્થના કરી સર્વ પુજાનો ઉપસ્કર તથા મોટાં ફળો લઇને અર્ઘ્ય દાન કરવું ૨૨. કોળું, નાળીએર, કોઠ, ફણુસ, કેળું, મહુડો અને આંબો એ સાત મહાફળમાં ગણાય છે તેઓના પાંચ અર્ઘ્ય આપી સંકલ્પ ભણુવો, પછી વસ્ત્ર સહિત સચૈલ સ્નાન કરવું ૨૪. તે સર્વ ઉપસ્કર ગુરૂને આપી પછી વાળ ઉચ્છેદન કરાવવા, અને ઉપવાસ કરવો આ સર્વ તિર્થની મુખ્ય વિધિ છે ૨૫. મોટું એવું કુરૂક્ષેત્ર અને ગયાજી વિના કેશ અને મૂછોના વાળ ઉચ્છેદન કરાવવા પણુ નખ ન કપાવવા ૨૬. પણુ તેજ સ્થળે રહેનારા મનુષ્યોએ નખ ઉચ્છેદન કરાવવામાં બાધ નથી તેઓએ તો સાવ મુંડન કરાવવાની પણુ જરૂર નથી ૨૭. સિંહના ગુરૂ હોય ત્યારે ગોદાવરીને તીરે તથા કન્યાના ગુરૂ હોય ત્યારે કૃષ્ણાને તીરે મુંડન કરાવવું તથા ઉપવાસ કરવો પણુ તેને તીરે રહેનારાએ તેમ ન કરવું ૨૮. તિર્થ વિના, યજ્ઞવિના અથવા માબાપના મરણુ વિના જે કેશ મૂછાદિનું મુંડન કરાવે છે તેને પિતાને માર્યા જેટલું પાપ લાગે છે ૨૯. વિવાહમાં મેખલા બાંધવા પછી તેમજ સગર્ભા સ્ત્રી હોય તેના કુટુંબે એક વર્ષ સુધી અથવા અર્ધા વર્ષ સુધી સાવ મુંડન ન કરાવવું ૩૦. સગર્ભા સ્ત્રીના પતિએ મૂછ ન કપાવવી તેમ સમુદ્રના પાણીથી સ્નાન ન કરવું કારણુ તેથી એમજ થાય છે ૩૧. મુડદાને ઉપાડવું, સમુદ્રમાં સ્નાન કરવું, પિંડ મુકવા, તિર્થ યાત્રામાં સાવ મુંડન, વૃક્ષ કાપવાં ૩૨. અને પર્વત ઉપર ચડવું એટલા વાનાં ગર્ભિણી સ્ત્રીના પતિએ ન કરવા પણુ સિંહના ગુરૂ હોય ત્યારે ગોદાવરી કાંઠે અવસ્ય કરવાં ૩૩. સિંહના ગુરૂ હોય ત્યારે ગર્ભાધાનક્રિયા તથા છોકરાંને અન્ન બોટણુની ક્રિયા સર્વ દેશના મનુષ્યોએ ગોદાવરી તીરે અવસ્ય કરવી ૩૪. સિંહ રાશિના ગુરૂ હોય ત્યારે ગોદાવરીના ઉત્તર દેશમાં રહેનારા અને ભાગીરથીના પશ્ચિમ દેશ તરફ રહેનારા મનુષ્યોએ સિંહના ગુરૂ હોય ત્યારે વિવાહાદિ

ક્રિયા ન કરવી ૩૫. વર ન મળે અથવા દ્રવ્ય ન મળ્યું હોય એવા કાંઈ કારણથી અથવા દૂકાળ હોવાથી આગલા વર્ષમાં લગ્ન ન થઈ શક્યાં હોય તો ગૌતમીના દક્ષિણ તીરપર વિવાહ કરવો ઉત્તમ છે ૩૬. સ્ત્રી ગર્ભિણી હોય, મેખલા બંધન હોય અથવા વિવાહ દિવસ હોય તો પણ સિંહસ્થ વર્ષમાં ગોદાવરી તીરે પિતાસહિત મુંડન કરાવવામાં અડચણ નથી ૩૭. કોઇ બીજે સ્થળે સિંહગુરૂ વર્ષમાં વિવાહાદિ થાય છે. દર વર્ષે દર સમયે જેવો કુળનો જે દેશનો ધર્મ હોય તે પ્રમાણે મનુષ્યોએ ૩૮. સિંહગુરૂ વર્ષમાં કરવું અને તે મુજબ પિતા સહિત ક્ષૌર કરાવવું એ પ્રમાણે વ્યાસનું વચન છે ૩૯. કુલીન સ્ત્રી અથવા ગર્ભિણી સ્ત્રીનું માંગળીક કાર્ય કરવાનું હોય તોપણ સિંહગુરૂ વર્ષમાં ગૌતમીને કાંઠે સાવ મુંડન કરાવવું ૪૦. અથવાં પોતાની પત્ની જ્યાંસુધી પ્રસવ થાય અથવા ગર્ભ રહે ત્યાંસુધી તિર્થ કાંઠે ઉપવાસ અને મુંડન કરાવવું ૪૧. મુંડન કરાવ્યાથી માથાંના પાપ દૂર થાય છે. નદીને કહેવું મારે પોતાનો આત્મા તથા પિતૃઓ શુદ્ધિને માટે હે ગૌતમી તારે કાંઠે હું વપન કરાવીશ માટે બ્રહ્મહત્યાદિ જે જે પાપ મારાં ૪૩. કેશનો આશ્રય કરીને રહ્યાં હોય તેને ટાળવા સારૂજ મૂછ વિગેરે સહિત કેશ વપન કરાવવું, એ પ્રમાણે વેદ કહે છે ૪૪. વપન કરાવ્યા પછી સ્નાન કરીને પછી પ્રાયશ્ચિત કરવું પછી રાજદંડ ને બ્રહ્મદંડ આપી તથા ગાયને વાછરડાનું દાન આપી ધર્મશાસ્ત્રને અનુસરી છ વર્ષ સુધી વૃત પાળવું કદી તેમ ન બને તો ત્રણ વર્ષ સુધી પાળવું ૪૬. જ્યારે કાંઈ કષ્ટ હોય ત્યારે કાખ, ઉપસ્થ અને શિખા સિવાય કેશ, મૂછ, વિગેરેનું ઉચ્છેદન કરાવવું ૪૭, જે કોઈ પ્રાણિનાં હાડકાં, રાખ, નખ, કે રૂવાટાં, તિર્થમાં રહે છે તે જ્યાંસુધી સૂર્યચંદ્ર રહે ત્યાંસુધી સ્વર્ગસુખ ભોગવે ૪૮. રાજા અથવા રાજાનો પુત્ર કે બ્રાહ્મણ અથવા બહુશ્રુત કે જેને નખ મૂછ ન કપાવવાં હોય તેણે બમણો વૃત નિયમ કરવો, मानस्तोके मान० ઈત્યાદિ વેદના મંત્રથી સ્નાન કરવું ૫૦. अग्र मग्र० એ મંત્રથી ગોમય સ્નાન કરવું; मृत्तिकेहन० એ મંત્રથી મૃત્તિકા સ્નાન કરવું ૫૧. એ પ્રમાણે સ્નાન કરી પછી સૂકું વસ્ત્ર પહેરવું અને નીચેના મંત્રથી ઉપવાસનો સંકલ્પ લેવો ૫૨. उपवासं० અર્થ—હે ગૌતમી હું તારે કાંઠે ઉપવાસ કરીશ તો મારી ઉપર કૃપા કર અને મારૂં વૃત્ત નિર્વિઘ્ન પાર પાડ

ને ૫૩. સંકટમાં તિર્થસ્થાન કે પ્રવાસમાં અથવા પુત્રજન્મ વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે આમશ્રાદ્ધ કરવું અને શૂદ્રોએ સદાય કરવું ૫૪. આમશ્રાદ્ધ અથવા હિરણ્ય દાન કે પિંડ સહિત અન્નદાનથી, શાળના, સાથના કે તલનું ચૂર્ણ ને ગોળના લાડુ કરી શાસ્ત્રવિધિ પ્રમાણે દાન કરવું. તિર્થમાં અન્ન સારૂ આવેલા બ્રાહ્મણની પરીક્ષા ન કરવી ને જમાડવોજ ૫૬. અર્ધ્ય દાન કર્યા વિના તિર્થ કાંઠે શ્રાદ્ધ કરવું, અર્ધ્યે આવાહન બ્રાહ્મણના અંગુઠામાં દાન આપવું ૫૭. તૃપ્તિનું પૂછવું તથા વિખેરવું એ પાંચ વાનાં તિર્થ કાંઠે વર્જવાં; અગ્નિમાં આવાહન કરવું, વિખેરીને પાત્ર પૂરવું ૫૮. તૃપ્તિનું પ્રશ્ન એટલાં વાનાં આમશ્રાદ્ધ તથા હોમમાં ન કરવાં, વખતે કે કવખતે પણ તિર્થે કરેલું શ્રાદ્ધ હમેશાં પવિત્ર છે ૫૯. તેથી વિલંબ ન કરતાં તુર્તજ કરવું. તેમાં વિઘ્ન નહિ નાખવું (અટકાવવું નહિ.) શંકર કહે છે:—જન્મથી માંડીને જેટલાં પુન્ય કર્યાં હોય તેટલાંજ પુન્ય તિર્થ કાંઠે સપિંડ શ્રાદ્ધ કર્યાથી મળે છે. તિર્થ કાંઠે પિંડદાનના પુણ્યની સંખ્યાજ નથી ૬૨. એ માટે ડાહ્યા મનુષ્યો એ પિંડે દાન કરવું સપિંડ અથવા ત્રિપિંડ કરે તો તેને દેવો પણ નમે છે. સ્કંદ કહે છે–સપિંડે તિર્થે શ્રાદ્ધ અથવા ત્રિપિંડ શ્રાદ્ધ ૬૪. ગંગામાં જે કોઈ પુત્ર કરે છે તેજ પુત્ર ધર્મવાળો સમજવો એ પ્રમાણે હે પિતા એ આપ પાસે સાંભળ્યું ૬૫. બે પ્રકારનાં શ્રાદ્ધની વિધિ તો મેં જાણિ પણ ત્રિજાની વિધિ કહો તેથી શું થાય છે તે પણ કહો ૬૬.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં તિર્થયાત્રા પ્રકરણ નામનો અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.**

## અધ્યાય ૧૪ મો.

શંકર કહે છે:—હે પુત્ર સ્કંદ આગળની એક પરમ ગુહ્ય અને જે સાંભળ્યાથી પાપ ટળી જાય છે તે તને કહું છું તે સાંભળ ૧. એક દિવસ ચકભૂત જેનું દર્શન છે એવા નારદ વિણા વગાડતા વગાડતા પોતાની ઇચ્છાથી વૈકુંઠધામમાં ગયા ૨. તેને આવતા છેટેથી જોઇ મોહિત ચિત્ત વડે સારી રીતે નમીને પછી પોતાના આસન ઉપર બેસાડયા ૩. પંચોપચારથી પૂજા કરીને નારદને પ્રસન્ન કર્યા ૪. તે પછી સુખેથી બેઠેલા તે નારદ પ્રસન્નમુખ રાખી નમી આ પ્રમાણે બોલ્યા ૫. નારદ કહે છે–હે દેવ, પ્રેત પિંડ વિનાનું જેનું

મૃત્યુ હોય તેની મુક્તિ કેમ થાય તે આપ કહો ૬. વિષ્ણુ કહે છે-કલિયુગમાં બાળક જુવાન કે વૃદ્ધ કોઈ પિંડ વિનાના અથવા જળ વિનાના એટલે સ્નાન કર્યા વિનાના જે મરેલા હોય ૭. ખાટલામાં મુઆ હોય, દુષ્ટ સ્પર્શ થતાં મુઆ હોય, બંધિખાને મુઆ હોય કે મંત્ર અથવા અગ્નિ સંસ્કાર વિનાના મુઆ હોય ૮. શુદ્રનું અન્ન ખાનારા, શુદ્રની સ્ત્રીનું હરણ કરનારા, પારકી સ્ત્રી ને દ્રવ્ય હરનારા ૯. વેદશાસ્ત્ર વિનાના તેમજ દેવની નિંદા કરનારા, પોતાનું અભિમાન કરનારા, પારકી પીડા ભોગવનારા ૧૦. એપ્રમાણે ઘણી ઘણી પ્રકારના જીવો મુવા પછી સ્ત્રી અથવા પુરૂષ આ જન્મમાં અથવા આવતા જન્મમાં પણ પ્રેત થાય છે ૧૧. અને તે પોતાના કુળમાં, ગામમાં, વનમાં અને ઘરમાં પીડા કરે છે. સ્કંદ કહે છે-હે પિતા પ્રેત પીડા કેમ જણાય એ આપ મને કહો ૧૨. શિવ કહે છે-જ્યાં હમેશાં કલેશ મેલાપણું દરિદ્રત્વપણું ગરિબાઇ અપમૃત્યું એટલાં વાનાં જ્યા હોય તેજ પ્રેત પીડા જાણવી ૧૩. રાજાથી, ચોરથી, અગ્નિથી બળી જઇને તથા જંગલમાં દુષ્ટ મનુષ્યોથી જે ધન હણાય છે તે પણ પ્રેત પીડા સમજવી ૧૪. પોતાનો ધર્મ ખોઇ પારકા પંથમાં પેસે પારકે ઘેરજ રહે તે પણ પ્રેત પીડા સમજવી ૧૫. પારકી સ્ત્રીમાં પ્રીત, પારકાનો દ્રોહ, નિંદા, પારકા ઘરની ઇચ્છા જે થાય તે સઘળી પ્રેત પીડા જાણવી ૧૬. બાપ દીકરાને વેર, કુટુંબમાં દ્વેશ, તે સર્વ જાતનાં દ્વેશ એ સર્વ પ્રેત પીડા જાણવી ૧૭. એ પ્રમાણે અનેક જાતની પીડા પ્રેત કરાવે છે માટે તે પીડા નાશ કરવા ત્રીપિંડ શ્રાદ્ધ કરવું ૧૮. સ્કંદ કહે છે-હે દેવ ત્રીલોકના હિતકારક તે પિંડશ્રાદ્ધનું વિધાન આપ મને ટુંકામાં કહો ૧૯. શંકર કહે છે-તિર્થ કાંઠે મંદિરમાં નદીનો સંગમ હોય ત્યાં તળાવે તથા પીપળાને મૂળે શ્રાદ્ધ કરવું ૨૦. દૈવનું આવાહન વિના શ્રાદ્ધ કરવું બ્રાહ્મણો ન મળે તો ત્રણ બટુક એટલે નાનાં છોકરાઓને શ્રાદ્ધ વિધિમાં બેસાડવાં; બાળ, જુવાન અને સ્થવિર એટલે વૃદ્ધ એ ત્રણ પ્રેતના ત્રણ દર્ભના ચટ મૂકવા પછી પોતાના ગોત્રોચ્ચાર કરી પૂજન કરવું પછી જવના લોટ કે તલના લોટનો દૂધ સાથે બાંધી પિંડ કરવો ૨૨. પછી નિત્ય વિધિ કરી બ્રાહ્મણોને પૂજી દેશ કાળનું સ્મરણ કરી વિષ્ણુ પૂજન કરવું ૨૩. પછી હે પુત્ર વિષ્ણુના મંત્રથી અથવા

પુરૂષ સુકૃતથી સુંદર એવા કલશની સર્વ ઉપસ્કર સાથે સ્થાપના કરી ૨૪. મહાવિષ્ણુની પૂજા કરી ત્રણ બટુકને વરૂણી કરીને એ મંત્ર બોલવો ૨૫. આ લોક છોડીને મનત્રડે અને વાયુરૂપે પરમ ગતિને પામ્યો છે માટે કુશવડે તારી યોજના કરૂં છું ૨૬. દૈવવિના ફક્ત પ્રેત શ્રાદ્ધ વિધિપૂર્વક કરવું અને પ્રેતનું નામ તથા ગોત્રોચ્ચાર કરી અક્ષય તિળોદક તિર્થ સ્થળે આપવું ૨૭. અને એ પ્રમાણે મંત્ર બોલવો આવયુક્ત તથા મધ સહિત ઘી પિંડ ૨૮. જે મને પીડા કરે છે તે પ્રેતને નમીને આપું છું જે કોઇ મારા વડવાઓ પ્રેત રૂપ થઇને રહ્યા હોય ૨૯. તે બધાય જવના પિંડ વડે તૃપ્તીને પામજો જે કોઇ પ્રેત જીવતું સ્વરૂપ ધારણ કરીને આકાશમાં રહેતા હોય ૩૦. તે પણ પિંડ દાનથી તૃપ્ત થજો પિતાના કે માતાના વંશમાં જે કોઈ મરી ગયું હોય તે સઘળા પિંડ દાનથી તૃપ્ત થજો ૩૧. તેમજ એક દુધ યુક્ત પિંડ હાથમાં લઇ ૩૨. અમારો ગોત્રી કોઈ રહ્યું હોય અથવા ગોત્રી વિનાનું જે કોઇ પુરૂષ કે સ્ત્રી રહ્યું હોય બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર ૩૩. જે કોઈ અહીં હોય અથવા મને પીડા કરતું હોય તેને પણ ઘી મધ તથા દુધ યુક્ત આ પીંડ આપું છું ૩૪. જે કોઇ મારા વડવાઓ પ્રેત થઈ વાયુ રૂપે રહ્યા હોય તે પણ દુધના પિંડના આપ્યાથી ઉત્તમ ગતિને પામજો જે કોઇ આકાશમાં વાયુરૂપે થઇ રહ્યા હોય તે પણ તૃપ્ત થજો તેમજ તલના લોટનો એક પિંડ લેજો ૩૭. જે કોઈ અમારો ગોત્રી ન હોય અથવા સગોત્રી સ્ત્રી કે પુરૂષ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય શુદ્ર કે હરકોઇ પ્રેત જે મને પીડા કરતું હોય તેને મધને ઘી યુક્ત આ પિંડ આપું છું તેથી તૃપ્ત થજો અને નમન કરૂં છું ૩૮. અને તે તલ પિંડના દાનથી ઉત્તમ ગતિને પામજો. વાયુરૂપે કરીને જે રહેછે. સત્વગુણી અને રજોગુણી જે છે એવા આકાશ અંતરિક્ષ અને પૃથ્વીમાં પણ રહેનારા એવા અને ભૂખથી પીડાયલા એવા મારા વડવાઓ હોય તે સર્વે ત્રણ પિંડના દાનથી તૃપ્ત થજો ૪૧. અને જે તમોગુણી પણ હોય તે સર્વે મોક્ષને પામજો. શંકર કહે છે–એવી રીતે ત્રણ પિંડનું દાન આપી પૂજન કરી ૪૨. ગાય પૃથ્વી અને તલનું દાન આપી તેમ સોનું, ઘી, વસ્ત્ર, ગોળ, રૂપું, મીઠું એ દશ દાન નોખાંનોખાં આપી પછી હે મોટી જુનાવાળા પછી

વિષ્ણુ તર્પણ કરવું ૪૪. તે દુધ અને તલવાળા પાણીથી શંખવડે પુરૂષસુક્ત અથવા વિષ્ણુ મંત્રથીજ તર્પણ કરવું ૪૫. તે પછી શંખ, ચક્ર, ગદા ને પદ્મને ધારણ કરનારા એવા જગતનાનાથ એવા કમળના સરખી આંખવાળા એવા હૃષીકેશ ભગવાનની પ્રાર્થના પછી કરવી ૪૬. હે કૃષ્ણ હે કૃષ્ણ હે કૃપાળુ અને અસદ્‌ગતિને પામેલાને પણ સદ્‌ગતિ પમાડનાર છે તો સંસારરૂપ સમુદ્રમાં મગ્ન થયેલાઓની ઉપર પ્રસન્ન થાઓ ૪૭. આપે જેમ દૈત્યોના ભયથી દેવતાઓની પણ રક્ષા કીધી છે તેમજ પ્રેતની પીડાથી મારી રક્ષા કરજો ૪૯. તે પછી બકરુંનું તથા કળશનું વિસર્જન કરી શાસ્ત્રવિધિ મુજબ ગૌદાન આપી ૫૦. ધોળી, કાળી, ભૂરી, એવા રંગની ગાયો દાન કરવામાં ઉત્તમ છે તે ગાય સર્વ ઉપચાર સાથે બ્રાહ્મણને આપી ૫૧. પછી ભૂરશી દક્ષિણા બ્રાહ્મણોને આપી આશિર્વાદ લઇને વિસર્જન કરવું પછી દૂધની વસ્તુઓ કે ઘીની વસ્તુઓથી બ્રાહ્મણને જમાડી તૃપ્ત કરવા ૫૨. હે ઉમાના પુત્ર સ્કંદ તે પછી પોતાના કુટુંબ સાથે ઉત્તમ મિષ્ટાન્ન હરિનું સ્મરણ કરતાં જમવું ૫૩. એપ્રમાણે જે કોઇ મનુષ્ય કરશે તેની પીડા શાન્ત થશે અને હે પુત્ર તે હમેશાં પોતાના ઘરમાં સુખેથી રહેશે ૫૪. શંકર કહેછેઃ—એપ્રમાણે પ્રેત પીડા નિવારણ કરવાનો જે ઉપાય તે તને કહી આપ્યો તેમજ ત્રિપિંડી કરવી તે પણ બતાવ્યું, હવે શું સાંભળવાની ઇચ્છા છે તે કહો ૫૫.

ઇતિશ્રી સ્કંદ પુરાણમાં સિંહસ્થગુરૂ મહાત્મ્યમાં પ્રેત પીડા નિવારણ ત્રિપિંડ નામનો અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો.

સ્કંદ કહે છેઃ—હે પિતા, છાનામાં છાનો મોક્ષને આપનારો એવો પ્રેત અને ભૂતોનો ઇતિહાસ આપે કહ્યો તે સાંભળ્યો પણ કર્તવ્ય કર્મ સંભળાવો ૨. શંકર કહે છે–હે પુત્ર તે પછી દાન દશ તથા જો સારો વૈભવ હોય તો મહાદાન પણ આપવાં ગાય, પૃથ્વિ, તલ, સોનું, ધાન્ય અને ગોળ ૩ રૂપું અને લવણ એ દશ દાન કહેવાય છે; અને સોનું, ઘોડો, તલ ગાય, વિદ્યા, પૃથ્વિ, રથ અને ઘર, કન્યા, રાતિ ગાય ને રાતો વાછરડો એ દશ મહાદાનમાં ગણાય છે; પૃથ્વિ, અશ્વ, ભેંશ, દાસિ, ગાય, બળદ ૫. રૂપું, સોનું, એ અષ્ટદાન વિદ્વાન

મનુષ્યો કહે છે. પૂર્વ તરફ મૂખ રાખીને દાન આપવું, અને ઉત્તર મુખ રાખીને ગ્રહણ કરવું ૬. દાન આપનારનું આયુષ્ય વધે છે ને દાન લેનારનું નાશ નથી પામતી; ગાય સારા સ્વભાવવાળી, દૂધવાળી, વાછરડાવાળી આપવી ૭. ધોળી ગાય વંશ વધારે છે, રાતી ગાય ભાગ્યને આપે છે, સોનાના શિંગવાળી રૂપાની ખુરી, ત્રાંબાનો વાસો ને કાંસાનું દેવાનું ઠામ, રત્નનું પુછડું જે યુક્ત એવી ગાયને પૂજવી. દશ મહોર સોનું શીંગડામાં અને એક પગની ખરીએ ૯. ત્રાંબાનું વાસણ બર્ડાનું. પછી હે પુત્ર હવે પહેલ વેતરી ગાયની વિધિ કહું છું તે સાંભળ ૧૦. તથા દક્ષિણાની વિધી કહું છું તે સાંભળ. એક રાત્રિ રહિને પછી ગોદાવરીને કાંઠે સ્નાન કરીને પછી પંચામૃતથી શ્રીવિષ્ણુને સ્નાન કરાવી પુજન કરીને વાછરડોને વસ્ત્રયુક્ત ધોળી જનોઈ પેરાવીને ૧૨. સારો વેશને દેખાવ વાળી સર્વ લક્ષણયુક્ત સોનાના શીંગડાં વાળી, કાંસાની થાળી વાળી ૧૩ ૧૩. દૂધ વાળી, સારા સ્વભાવ વાળી, હિરણ્ય ઉપર બેઠેલી એવી તે ગાયને પુણ્યાહવાચન કરાવી ને ઉત્તમ બ્રાહ્મણને આપવી ૧૪. ઉત્તર દિશામાં ગાયનું મુખ રાખી તેની સામે ઉભેલા બ્રાહ્મણને આ પ્રમાણે કહીને આપવી. હે મહારાજ આ ગાયને આપ ગ્રહણ કરો જે તેની દાનથી શંકર મારી ઉપર પ્રસન્ન થાઓ ૧૫. એમ કહી સંકલ્પ કરીને પછી આઠ પગલાં ગાયને ચલાવવી પછી પાછી લાવીને સર્વે બીજા મનુષ્યો સાથે પ્રણામ તે ગાયને કરવા ૧૬. આ વિધિથી જે બ્રાહ્મણને ગાય આપે છે તે વિષ્ણુને પ્રીય એવા વૈકુંઠ ધામ પ્રતી જાય છે ૧૭. તે દાન તિર્થ ક્ષેત્રમાં રહેનારા બ્રાહ્મણોનેજ આપવું એટલા ઉપસ્કરયુક્ત આપવી ૧૮. સુવર્ણ રત્નયુક્ત જે કાંસ્યનાં પાત્રો તે પણ ગૌતમીના કાંઠામાં રહેનારા બ્રાહ્મણોનેજ આપવા ૧૯. અને કહેવું હે કપિલા ધેનું સર્વ દેવતાઓમાં પુજવાલાયક સર્વ તિર્થ જે દેવનું તુજ સ્વરૂપ છે એ માટે મને શાંતિ દરજે ૨૦. ગાયના અંગમાં ચૌદો ભુવન વસે છે એ માટે અહિ તથા પરલોકમાં મારૂં કલ્યાણ થશે ૨૧. મહાભૂત અને સર્વ લોકનું હિત કરવાવાળી એવી હે પૃથ્વિ દેવી તારૂં દાન કરૂં છું તું પ્રસન્ન થાજે ૨૨. અને તલ છે તે કસ્યપથી ઉત્પન્ન થયા છે જે પાપને હરનારા છે તેથી તલનું દાન ઉત્તમ છે એ માટે શાંતિ કરજે ૨૩. સુવર્ણના ગર્ભની અંદર રહેલું એવું સૂર્યનું હેમબીજ તેજે અંનત ફળને આપનારૂં છે તેથી શાંતિને

આપજો ૨૪. કામધેનું ગાયથી ઉત્પન્ન થયેલું સર્વ ઋતુમાં રહેલું દેવતાઓને ખાવા યોગ્ય એવું ઘૃત દાનથી મારી શાંતિ હોજો ટાઢને નાશ કરનાર લજ્જા નિવારક સારૂં સ્વરૂપ કરનાર એવા વસ્ત્રદાનથી મારૂં કલ્યાણ હોજો ૨૬. ધાન્ય છે જે પૂર્વે સૃષ્ટિકાળમાં મનુષ્યની આજીવિકા માટે નિર્મેલું છે તેથી ધાન્યદાનથી સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે ૨૭. શેરડીના રસમાંથી ગોળ થાય છે અને સર્વ રસથી શ્રેષ્ટ છે તેથી સકળ દેવતાઓ તુષ્ટ થાય છે ૨૮. પિતૃઓ તથા વિષ્ણુને શંકરને પ્રસન્ન કરવા સારૂ શિવનેત્રથી ઉત્પન્ન થયેલું રૂવું છે તેનું દાન કરૂં છું તેથી પ્રસન્ન થજો ૨૯. જે થકી સર્વે અન્નરસ સ્વાદવાળા થાય છે એવું મીઠું તે શંકરને પ્રીય છે માટે દાનથી મને શાંતિ હો જો ૩૦. એ પ્રમાણે દાન દઇને ગુરૂની પૂજા કરવી ૩૧.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ સિંહસ્થગુરૂ મહાત્મ્યમાં યાત્રગમન પ્રકરણ દાનવિધી નામનો અધ્યાય ૧૫ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૧૬ મો.

શંકર કહે છે:—મોટું એવું ગંગાજીના પૂજનનું વિધાન સાંભળ. હે સ્કંદ જે સાંભળ્યાથીજ યાત્રાનું બધું ફળ મળે છે ૧. ગંગાને તીરે અથવા ઘેર અથવા દેવાલય પ્રત્યે ગોમયથી પૃથ્વિ લીપીને પછી અષ્ટદલ કમળ કરવું ૨. તેની વચમાં કુંભ મૂકવો તેની ઉપર તામ્ર પાત્ર મૂકવું આસન સારૂ નવું વસ્ત્ર તામ્ર પાત્ર ઉપર મુકવું ૩. તેની ઉપર સોનાની બનાવેલી ગૌતમી દેવીની સ્થાપના કરવી એ પછી સોળ માસાની ગુરૂની મૂર્તિ કરવી ૪. રૂપાના સિંહની ઉપર સ્થિતિ કરવી બ્રહ્મા અને ઇંદ્ર સ્તુતિ કરે છે જેની એવા અને સિંધુ દેશમાંથી ઉત્પન્ન થયેલા ચાર ભુજા ધારણ કરતા છત્ર દંડને કમંડલને ધારણ કરતા ત્રિશૂળ ધારણ કરનારા તેમજ સિંહ ઉપર રહેલા ( સિંહ રાશિ ઉપર બિરાજેલ ) એવા સપત્નિ એટલે પોતાની પત્નિ સહિત ગુરૂનું ચિંતવન કરવું ૬. સર્વ ઉપસ્કર યુક્ત કલશમાં પછી સ્થાપના કરી દેવતાઓના આચાર્ય સિંહસ્થ દેવતાઓને પૂજ્ય વર્ષમાં આપ પધારો ૭. તમારી પૂજા ગૌતમી તીરે કરીશ; ઇંદ્રાદિ દેવતાઓના આપજ ગુરૂ છો ૮. બ્રાહ્મણોના કલ્યાણને માટે ગુરૂનું આવાહન કરૂં છું અરે હે ગુરૂ આપ સિંધુ મંડલમાંથી ઉત્પન્ન થયા

છો ૯. આંગીરસના ગોત્રયુક્ત અશ્વારૂઢ એવા અને ચાર હાથયુક્ત આપ પધારો આપ દંડ રૂદ્રાક્ષને કમંડલને પણ ધારણ કરો છો ૧૦. મહા ઇન્દ્ર અને સર્વે તે વિધિપ્રમાણે શુભ કમળની અંદર પૂજન કરીને વજ્ર છે; હાથમાં જે જે એવો ઇન્દ્ર તે સોળ કળાનો થયો ૧૧. હે ગુરૂ જીવ આપ છો જે જીવ રૂપ છો દેવતાઓમાં પૂજ્ય સિંહસ્થ વર્ષમાં ગૌતમીજીમાં આપનું પૂજન કરીશ ૧૨. હે દેવતાઓમાં અધ્યક્ષ હે ગુરૂ સર્વ દેવોને પણ વંદનીય સિંહસ્થ વર્ષમાં સ્ત્રી સહિત અર્ધ આપું છું તે ગ્રહણ કરો ૧૩. ગુરૂ રૂપ એવા તમે તેને ગંગા, સરસ્વતિ, રેવા વીગેરે સર્વ તિર્થથી કલ્પેલ એવું સ્નાનોદક તમારે સારૂં છે માટે સ્નાન ગ્રહણ કરશો; પછી દેવ ગુરૂને પ્રિય એવું પીળું વસ્ત્ર આપવું. એ પ્રમાણે દાન કર્યાથી દેવ ગુરૂ તુષ્ટ થાય છે. પછી મળ્યાચળમાંથી ઉત્પન્ન થયેલું સુગંધી તથા શીતળ પ્રસન્ન એવું ચંદન અર્પું છું તેમજ હે સૂરપૂજ્ય પુષ્પાદિક પણ અર્પણ કરૂં છું ૧૭. પછી પુષ્પાંજલી આપીને પ્રાર્થના કરવી હે વાચસ્પતિ ગુરૂ પૂજ્ય તમને નમસ્કાર છે ૧૮. પુત્ર આદિનું સુખ તથા સર્વ ઇચ્છા પૂરી કરજો.

શિવ કહે છેઃ—એપ્રમાણે અધિદેવ સહિત સુરગુરૂ પુજન કરીને ૧૯. તે પછી હરિને પ્રિય એવી ગંગા દેવીની પુજા કરવી, ભયંકર એવી અને મકર વાહિની એવી હે ગંગા દેવી તમને નમસ્કાર છે ૨૦. શ્વેતરૂપ ધારણ કરનારી તથા વસ્ત્ર પણ ધોળાં ધારણ કરનારી અને બ્રહ્માદિ ઋષિઓ વંદનથી એવી બ્રહ્માંડને વિશે વ્યાપક એવી હે ગૌતમી ગંગા મારૂ સંપત્તિથી રક્ષણ કરજો; વરદાન આપનારી ચાર ભુજાવાળી પદ્મ ધારણ કરનારી હે દેવી તને નમસ્કાર કરૂં છું ૨૨. અભયને આપનારી દક્ષિણ દિશામાં જેનું સ્વરૂપ છે દિવ્ય વસ્ત્ર ધારણ કરનારી દિવ્ય અલંકાર ધારણ કરનારી ૨૩. જય અને મુગટ યુક્ત દિવ્ય પુષ્પ યુક્ત રત્નનો હાર ધારણ કરનારી બે મકર યુક્ત બે દિવ્ય એવી ભમર કર્ણમાં ધારણ કરનારી બે મુદ્રા ધારણ કરનારી દિવ્ય કપૂરની ગંધ યુક્ત શ્વેત ચંદન વડે શોભિત ૨૫. નેપુરથી શોભિત ચરણો દિવ્ય કંકણથી શોભિત ઘણી જાતના રત્નને પુષ્પ યુક્ત મુગટ ધારણ કરનારી ૨૬. દિવ્ય એવા સર્વોને ધારણ કરનારી કંઠ ભૂષણ ધારણ કરનારી મોતી માણેકનો મિશ્ર હારથી વિભૂષિત ૨૭. મુક્તિ દિધેલું છે હાર સીમંત ભૂષણ તિલકને મણિ પદ્મ જેણે એવી અને ભક્તોની રક્ષા કરનારી એવી અને દિવ્ય પાદુકાવાળી હે ગંગાજી તમને નમસ્કાર

છે ૨૮. કમળ સરખા મુખ યુક્ત પદ્મ પત્રના જેવી આંખ વાળી લક્ષ્મીના જેવી સ્વરૂપ વાળી શંકરને પ્રીય એવી સર્વના પાપ ક્ષય કરનારી ૨૯. એવી હે દેવી પોતાનું રૂપ પ્રાપ્ત કરીને મારી પાસે આવ અને અભાવને ધારણ કરનારી એવી તેનું મહા ફળ આપ ૩૦. બ્રહ્મા આદિ જેના મસ્તકમાં છે એવી હે ગંગા આસનને ગ્રહણ કર પુણ્ય જળ યુક્ત એવી તને નમસ્કાર છે ૩૧. હે ગૌતમી મારૂં અર્પણ કરેલું પાદ્યજળને ગ્રહણ કર વિષ્ણુના પાદ જળમાંથી ઉત્પન્ન થયલી એવી તને શંકર ધારણ કરે છે ૩૨. હે પાપ નાશીની અર્ધ્યને ગ્રહણ કર તારાથીજ ઉત્પન્ન થયેલું પાણિ તે અમૃતસમાન છે ૩૩. તેનું હે ભક્તપ્રિયે ગંગા આચમન ગ્રહણ કર ક્ષિર સમુદ્રથી ઉત્પન્ન થયેલું એવું જળ તે સ્નાનને માટે ગ્રહણ કર ૩૪. બ્રહ્મા વિષ્ણુ ને શિવને વખાણવા લાયક એવી સર્વ પાપને નાશકરનારી હે ગંગા તે ગ્રહણ કર ૩૫. તે પછી હે ગૌતમી આચમન ગ્રહણ કર અને શોભિત એવું બે વસ્ત્રો અત્યંત શોભિત એવાં બે વસ્ત્રો તેને ગ્રહણ કર ૩૬. શકિત મુજમેં આણેલું સારાં સુત્રથી ગુંથેલું દિવ્ય પવિત્ર સારૂં એવું વસ્ત્ર ગ્રહણ કર ૩૭. બ્રહ્માંડને વિશે નિર્માણ કરાયેલી એવી હે ગંગા કંઠ ભૂષણ ગ્રહણ કરો ને કેસર અગર કસ્તુરી અને કપૂર યુકત ચંદનને આપ ગ્રહણ કરો ૩૮. હે દેવી અતી સૌગંધિક પારિજાતકનાં પુષ્પો ૩૯. મેં આણ્યાં છે તો મારી ઉપર કૃપા કરીને ગ્રહણ કરો સુગંધી ઝાડમાંથી ઉત્પન્ન થયેલો અતિ સુગંધીને વધારનારો ૪૦. એવો ધૂપ આપ ગ્રહણ કરો તેમજ હે પાપને નાશ કરવાવાળી દેવી અજ્ઞાન રૂપ અંધકારને દૂર કરનાર અને ઘણો પ્રકાશ કરનારો એવો દીપપણ આપ ગ્રહણ કરો ૪૧. તેમજ જો અર્પણ કરેલી આરત ગ્રહણ કરો તેમ ઘણી જાતના ખાવાયોગ્ય પકવાન્ન યુક્ત ૪૨. એવું નૈવેધ હે દેવતાઓને પુજવા લાયક દેવી ગ્રહણ કરો અને નદીઓ ઉત્તમ મહા ફળ આણેલાં છે તે ગ્રહણ કરો ૪૩. હે દેવના દેવને વહાલી દેવી અમોને મનોહર એક ફળને આપજે મહુડો, કરો, નાળીએર, ખજુર ૪૪. જંબિર, ફણુસ આદિ ફળોને આપ ગ્રહણ કરો, કપૂર, એલચી, લવિંગ, નાગર વેલનું પાન, ખેરસાર, જાયફળ, સોપારી, વિગેરે યુક્ત એવી પાનની બીડી ન્યૂન પૂજા રહિ હોય તેને પૂર્ણ કરવા સારૂ આપ ગ્રહણ કરજો ૪૬. આપની આગળ દક્ષિણામાં સુવર્ણ મુકું છું એપ્રમાણે જો વૈભવવાન મનુષ્યો

હોય તો વધારે વિસ્તારથી ૪૭. સર્વ ઉપચાર શંકરને પ્રિય એવાં ગંગાજીનું પૂજન કરીને પછી હે સ્કંદ ઉત્તમ ચરીત્રોવડે પ્રાર્થના કરવી ૪૮. દેવતાઓમાં પૂજ્ય એવી હે મંદાકિની ગંગા તુને નમસ્કાર છે હે ભોગાવતી તું સર્વ નાગકુલમાં પણ વંદનીય છે ૪૯. સગરના પુત્રોને પાવન કરનારી એવી ભાગીરથી આપને નમસ્કાર છે. તમે પ્રયાગમાં ત્રણ રૂપથી રહ્યાંછો નૈમિસ્યારણ્યે સરસ્વતી એ નામથી તમે રહ્યાંછો ૫૦. વિધ્યાટવીમાં નર્મદા રૂપે છો કુશતુલીમાં ગૌતમી રૂપ છો તે માટે હે દેવી આપ સર્વદા કલિયુગને વિષે સેવન કરવા યોગ્ય છો ૫૧. હરિદ્વારને વિષે રહેલી હે નદીઓમાં ઉત્તમ તમને નમસ્કાર, હે ગંગા તમારો જય થાઓ હે ગંગાજી તમોને નમું છું ગોદાવરી રૂપ આપને નમું છું. ૫૨. ઘણા ઘણા અવરોમાં તથા મનુષ્યાવતારમાં પણ બાળ બુદ્ધીથી જે પાપ કર્યા હોય ૫૩. ભૂખ લાગવાથી ખાવાને માટે જે પાપ કર્યું હોય કામ, ક્રોધ, દંભ ને લોભથી જે જે પાપો કર્યાં હોય ૫૪. પોતાને માટે કે પારકાને માટે જે કાંઇ પાપ કર્યું હોય અથવા મોહને લીધે કુટુંબને માટે જે પાપ કર્યું હોય ૫૫. જે પાપ મારાથી થઈ ગયું, થાય છે અને જે પાપ થાશે તે બધાં પાપો હે ગૌતમી તમારી કૃપાથી નાશ પામજો મંત્રક્રિયા કે શક્તિમેં વિના જે કાંઇ આપનું પૂજન કર્યું હોય તે પરિપૂર્ણ હોજો તે પછી પિતૃઓને તૃપ્ત કરવા સારૂં શ્રાદ્ધ કરવું અને પછી બ્રાહ્મણોને વિધિપૂર્વક દાન આપવું ૫૮. હે પાપને નાશ કરનારીને શ્રેય કરનારી તમને નમસ્કાર છે, તેમજ શાંતિને કરનારી દારિદ્રયને નાશ કરનારી હે ગંગા આપને નમસ્કાર છે ૫૯. સર્વ મંગળીકમાં મંગળીક બ્રાહ્મી માહેશ્વરી શુભરૂપ વૈષ્ણવી, ત્ર્યંબકી એવા નામવાળી હે દેવિ નમસ્કાર છે ૬૦. શંકર કહેછેઃ—એપ્રમાણે ગંગાજીનું પૂજન કરીને દેવના પણ દેવરૂપ ધર્મરૂપ બ્રહ્મસ્પતિનું પૂજન કરીને પછી ખરૂં ધર્મનું સ્વરૂપ જે વૃષભ તેને પણ પૂજીને ૬૧. પછી ભક્તિવડે બ્રાહ્મણોને પૂજન કરીને દાન આપવું, પછી ધર્મની સ્તુતિ નિચે મુજબ કરવી હે ધર્મ તું વૃષભરૂપ ધરી ચાર ચર્ણે યુક્ત શોભે છે ૬૨. સર્વ લોકની રક્ષા કર અને મારાં પાપ નાશ કર. બ્રાહ્મણોને દાન આપીને ત્ર્યંબકેશ્વરની પૂજા કરીને પ્રણામ કરીને ૬૩. સમૃદ્ધિ મુજબ યાત્રા કરવી. ત્રણ રાત્રી પાંચ રાત્રી અથવા સાત રાત્રી ૬૪. વિવિધ જાતનાં દાનો

કરતાં કરતાં ત્ર્યંબક ક્ષેત્રમાં રહિને ઉત્સવ પૂર્ણ કરી પછી પોતાના સ્થાન પ્રત્યે જવું ૬૫. ઘેર જઈ પોતાના કુટુંબની સાથે ગોદાવરી પૂજન કરવું પછી પોતાની શક્તિ મુજબ સ્ત્રીપુરૂષે બ્રાહ્મણોને જમાડવા ૬૬. જો તે પ્રમાણે ઘેર આવીને બ્રાહ્મણભોજન કરે તો યાત્રા પરીપૂર્ણ થાય નહિ તર બધું વૃથા થાય. એ પ્રમાણે જે મનુષ્ય કરે છે તે સંપૂર્ણ ફળને પામે છે ૬૭. શંકર કહે છેઃ—હે સ્કંદ એ પ્રમાણે તને જે યાત્રાનું મહાત્મ્ય કહી સંભળાવ્યું જે સાંભળવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે ૬૮.

ઇતિશ્રી સ્કંદ પુરાણ સિંહસ્થ ગુરૂ મહાત્મ્યના અધ્યાયમાં પૂજાવિધિ નામનો અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૭ મો.

શંકર કહે છેઃ—હે પુત્ર આ વિધિ મુજબ જે કોઈ યાત્રા કરે છે તે સુખને પામે છે. સ્નાન દાન પિતૃતર્પણ ૧. સર્વદા મનુષ્યોએ કરવું ને સિંહસ્થ વર્ષમાં તો વિશેષ કરી કરવુંજ. સોનાના સિંહની ઉપર ગુરૂની મૂર્તિ બિરાજમાન કરવી. અને ગૌતમીની રૂપાની મૂર્તિ કરવી ૨. તેઓનું પૂજન કરીને હોમ તથા મંત્ર કરાવવાં અગ્નિને પધરાવીને તલ તથા ઘીનો હોમ કરવો ૩. અને આઠ હજાર એકસો ને આઠ બ્રહસ્પતિના મંત્ર વિચક્ષણ બુદ્ધિવાળાએ જપાવવા. હોમ થઈ રહ્યા પછી દૂધની ગાયનું દાન કરવું. સોનાના શીંગડાંયુક્ત જે રૂપાની ખરી તથા ઘંટડીયુક્ત દોવાનું કાંસાનું ઠામ ત્રાંબાનો વાંસોને બીજી દક્ષણા એપ્રમાણે વાછરડા સહિત ગાયનું દાન યાત્રાની સિદ્ધિને માટે કરવું ૬. હે સ્કંદ ગૌદાન વિના તિર્થસિદ્ધિ થતી નથી તે માટે સર્વ પ્રયત્ને કરીને ગૌદાન કરવુંજ ૭. તે પછી અભિશેક કરીને દેવનું વિસર્જન કરીને સર્વ ઉપસ્કર સહિત બ્રાહ્મણને તે મૂર્તિઓ આપવી ૮. હે ગૌતમી આ ઉત્તમ દાનથી સર્વ મનુષ્યોનાં તથા મારાં સર્વ પાપ હરજો ૯. સિંહ તથા ગુરૂની મૂર્તિ પણ દ્વિજને આપવી ગુરૂમૂર્તિના દાનથી જેમ તમે દેવતાઓમાં પૂજાઓ છે તેવી રીતે હું પણ દેવ પૂજ્ય થાઉં તેમ હે ગુરૂ આપ કરજો ૧૦. એપ્રમાણે ફળની સિદ્ધિ સારૂં તે સર્વે સામગ્રી તિર્થ ગુરૂને આપવી ૧૧. તેથી પુત્ર પૌત્રાદિક સુખી રહે છે જે

આ લોકમાં સુખ મેળવે છે બ્રાહ્મણો વસ્ત્રને અલંકારથી ને ચંદનથી પૂજવા ૧૨. ઘણી સામગ્રીયુક્ત ઉત્તમ પ્રકારનાં પકવાન્ન બનાવી બ્રાહ્મણોને જમાડી તૃપ્ત કરવા. હે પુત્ર સ્કંદ એપ્રમાણે જે કોઇ કરે છે તેની ઉપર હું પ્રસન્ન થાઉં છું ૧૩. ને જ્યાંસુધી સૂર્ય ચંદ્ર રહે ત્યાંસુધી ઉત્તમ ગતિને પામે છે ને સહકુટુંબ હમેશ સુખી રહેછે ૧૪. એ પ્રમાણે જે કોઇ જાત્રા સિંહસ્થ વર્ષમાં કરે છે તે સહકુટુંબ શંકરની પાસેજ વસે છે ૧૫. મોટા પાપ પણ ધોવાઇ જાય છે એ માટે અવસ્ય જાત્રા તો કરવીજ ૧૬. પંચવટીમાં રામનાં દર્શન કરીને પછી ત્ર્યંબકના દર્શન કરી પાછાં ફરીવાર રામચંદ્રનાં દર્શન કરવાં, એ પ્રમાણે યાત્રાનો ક્રમ છે ૧૭. યાત્રાના ક્રમને જે ઉલંઘન કરે છે તેની જાત્રા નિષ્ફળ થાય છે ને જે કાંઇ દાનાદિક કર્યું હોય તે પણ નિષ્ફળ થાય છે ૧૮. એ ગોજનામાં જે ગોદાવરી છે તેનું ઉલંઘન ન કરવું ને જે પ્રમાદથી ઉલંઘન કરે છે તે અધોગતિને પામે છે ૧૯. તે માટે સર્વ પ્રયત્નથી તેમજ કરવું અન્ય તિર્થનું પણ જે સિંહ ગુરૂ વર્ષમાં સેવન કરે છે તે પણ અધોગતિને પામે છે ૨૦. માટે તે ગૌતમીને ઉલંઘન ન કરતાં તેજ ગૌતમીનુંજ સિંહ ગુરૂ વર્ષમાં સેવન કરવું ૨૧. શિવ કહેછે—એપ્રમાણે ગુહ્યમાં ગુહ્ય તુંને મેં હે સ્કંદ ગોદાવરી સ્નાન ફળ કહ્યું ૨૨. સ્કંદ કહેછે:—હે પિતા અશક્ત મનુષ્ય શુષ્ક અથવા આર્દ્ર પાપથી કેમ મુક્ત થાય તે વિધિ આપ સંભળાવો ૨૩. શંકર કહેછે:—અશકત મનુષ્યે ત્રણ વખત ગૌતમીનું સ્નાન આદરથી કરવું હમેશાં અથવા એક માસ સુધી તથા વિષ્ણુનું પૂજન કરવું ૨૪. સ્કંદ કહે છે:—વિષ્ણુનું પૂજન છે ત્રિવિધ તાપને નાશ કરે છે એમ આપ કહો છો તો જો હું આપને પ્રિય હોઉં તો તેની વિધિ આપ કહો ૨૫. શ્રી શંકર કહે છે:—એક પળ સુવર્ણની મૂર્તિ કરવી, એક રમ્ય કલશમાં પંચરત્ન સાથે તેને પધરાવવી ૨૬. ભકિત ભાવથી પૂજન કરી ભદ્ર મંડળમાં અથવા પદમક મંડળમાં અગ્નિને પધરાવવો ૨૭. વિધિયુકત વિષ્ણુ મંત્રથી હોમ કરવો, તલ ને ઘીનો એકસો ને આઠ મંત્રથી હોમ કરવો ૨૮. એપ્રમાણે પછી સમાપ્ત કરી દુધજણી ગાય વાછરડા સહિત ગુરૂને વ્રત પૂર્ણ થવા સારૂ આપવી ૨૯. પોતાના ગુરૂને મૂર્તિ આપી બીજા બ્રાહ્મણોને પૂજીને ભૂયસી દક્ષિણા દઇને આ મંત્ર બોલવો.

૩૦. આજ મારો જન્મ તથા જીવિત તમારા સર્વ બ્રાહ્મણોના દર્શનથીજ સફળ થયું ૩૧. પછી દૂધની રસોઈ કરાવી બ્રાહ્મણોને જમાડવા; તેત્રીશને જમાડવા ને વધારે શ્રદ્ધા હોય તો નેવું બ્રાહ્મણોને જમાડવા ૩૨. એ પ્રમાણે સમાપ્તિ કર્યાથી પૂર્ણ ફળને પામે છે ૩૩. શ્રી શંકર કહેછેઃ—હવે શક્તિવાનની વિધિ કહું છું તે સાંભળ. સારી રીતે યાત્રા કરીને વિષ્ણુને બળિદાન આપવું દેવના પણ દેવ રૂપ ઈશ્વરનું પૂજન કરીને ૩૪. પંચામૃત સ્નાન કરાવી પંચદેવની સ્થાપના કરી નોખી નોખી પૂજા કરી અગ્નિમાં હોમ કરવો ૩૫. પુરૂષસૂક્ત અથવા વિષ્ણુમંત્રથી હોમ કરવો; પછી વિષ્ણુ નામસમરણ કરતાં તર્પણ કરવું ૩૬. પછી શ્રાદ્ધ કરી કપિલા ગાય જે સુશિ હોય તે દુઝણિ અને વાછરડાવાળી તે પોતાના ગુરૂને આપવી ૩૭. પછી આ મંત્રથી બળીદાન આપવું. હે લક્ષ્મીપતિ હે મહાબાહો જન્મ મરણ વ્યાધિને નાશ કરવાવાળા આ બળિદાન ગ્રહણ કરો ને મને મોક્ષને આપજો. એ પ્રમાણે યાત્રાવિધી કરવાથી વિષ્ણુધામમાં જાય છે ૩૯. નિલોદ્વાહ કર્યાથી પણ વિષ્ણુપદને પમાય છે ૪૦. સ્કંદ કહે છેઃ—નિલોદ્વાહ કેમ કરવો તેની વિધિ આપ કહો. શંકર કહે છેઃ—હે પુત્ર સંક્ષેપમાં કહું છું, તે નિલોદ્વાહની વિધિ સાંભળ તે સિંહસ્થ ગુરૂ વર્ષમાં કરવી ૪૧. મોઢેથી રાતો પૂછડું ફિક્કા રંગનું ખરી ધોળી તથા શિંગડા ધોળાં ને બાકીનું અંગ કાળું એવો ચાર વર્ષનો ૪૩. વાછરડો તે દેવને પ્રિય છે તે અથવા ચાર વર્ષની વાછરડી તેને લઈને વિષ્ણુનું પૂજન કર્યા પછી તેનું પૂજન કરવું પછી શાસ્ત્રવિધિપૂર્વક તર્પણ તથા હોમ કરીને ૪૪. ડાબા હાથમાં વાછરડાનું પૂછડું લઇને જમણા હાથમાં કુશ અને તલયુક્ત પાણિ લઇને ૪૫. નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરીને અમુક નામવાળો હું તેણે આ વાછરડાનું દાન કર્યું છે તો મારી રક્ષા કરજે સુવર્ણ સહિત દાન કરૂં છું એમ કરીને પાણીની અંજળી પૃથ્વિ ઉપર નાખવી પછી તે વાછરડીને કોઇએ ગ્રહણ ન કરવી તેમ કોઈ કામમાં ન લેવી ૪૭. તેમ તે ગાયને કોડમાં કોઇએ દોવી નહી તેમ કોઇએ બાંધવી નહિ. ઈચ્છાનુસાર વનમાં રહી તૃણ ઇચ્છાનુસાર ખાઓ. હે ધર્મસ્વરૂપ વાછરડા ઇચ્છા મુજબ ફર, તને નમસ્કાર છે એ પ્રમાણે બન્નેને છોડી મુકી વળી શકિત મુજબ બ્રાહ્મણ જમાડવા ૪૯. એ પ્રમાણે કર્યાથી ફળ સારૂં મળે છે તથા વિષ્ણુપદને પામે છે.

શંકર કહે છેઃ—હે સ્કંદ એ પ્રમાણે તને નિલોદ્વાહ વિધી કહી ૫૦. જે કોઈ મનુષ્ય તે મુજબ કરે છે તે અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે તેમજ ગોદાવરી યાત્રા પણ ભકિત પુઃસર કરી જે કોઇ આ મહાત્મ્ય સાંભળે છે તેને પણ અશ્વમેધનું ફળ મળે છે એપ્રમાણે તને ગંગાદેવીની સર્વ કથા કહી સંભળાવી તે પણ છાનામાં છાની સાંભળવી. હવે તારે શું ઇચ્છા છે તે કહે ૫૨.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ સિંહસ્થ ગુરૂ મહાત્મ્યમાં હોમાદિ વિધી નામનો અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૧૮ મો.

સ્કંદ કહે છેઃ—હે વિશ્વના આત્મારૂપ ત્રિપુરાસુરનો નાશ કરવાવાળા શંકર આપે સર્વ રહસ્ય કહી સંભળાવ્યું તો પણ તૃપ્તિ મને થતી નથી માટે બીજી કોઈ હિતકારક કથા કહો ૧. શ્રી શંકર કહેછેઃ—એ પ્રમાણે યાત્રાવિધી કરી પછી પ્રદક્ષિણા કરે તો સર્વ વેદોક્ત ફળને પામે ૨. સ્કંદ કહેછેઃ—જે સાગરને મળી ગઈ છે એવી ગંગાજીની પ્રદક્ષિણા કેવી રીતે કરવી તે કહો ૩. શ્રી શંકર કહે છેઃ—હે સેનાનાયક સ્કંદ જેની મહત્ શકિત એવી સમુદ્રમાં મળેલી ગંગાની પ્રદક્ષિણા કેમ થાય તે કહું છું તે સાંભળ ૪. જ્યાંથી નિકળેલી હોય એટલે જ્યાં તેનું મૂળ હોય ત્યાંથી આરંભીને પ્રદક્ષિણા કરતાં પાછું ત્યાં આવવું અથવા જ્યાંથી આરંભ કરીએ ત્યાં ફેરો ફરીને આવવું ૫. તેનો પ્રભાર કહું છું તે હે સ્કંદ સાંભળ. હમેશાં સવારમાં ઉઠી તેના જળથી સ્નાન કરી ૬. નિત્યકર્મ સમાપ્ત કરી જમણી બાજુનો રસ્તો લઇ ચાલવા માંડવું, મધ્યાહ્ન વખતે વિશ્રાન્તિ લઈ મધ્યાહ્ન નિત્યકર્મ કરવું ૭. અને સાયંસંધ્યા પણ ત્યાંજ કરવી. માર્ગમાં કોઇનું કાષ્ટ કે તૃણ માત્ર પણ ગ્રહણ ન કરવું ૮. હમેશાં ગંગાદેવીનું પૂજન કરી કથા શ્રવણ કરવી. એ પ્રમાણે જે કરે છે તેને જે ફળ થાય છે તે કહેવાને હું સમર્થ નથી ૯. બ્રાહ્મણ કે અનંત તો શેના શક્તિમાન હોય એજ કારણથી તે દુર્લભ છે પણ પૂર્વના પૂન્યથીજ જે ફળ પ્રાપ્ત થાય છે ૧૦. પ્રીતિ વચ્ચે કરીને તેનું સ્વરૂપ કહું છું તે સાંભળ, નાભિ-પ્રદેશ સુધી જે ગંગા તે મધ્યમા અને સાગર સુધી છે તે ઉત્તમા તથા કસ્યપ

ક્ષેત્રમાં રહેલી તે કનિષ્ટા એમ ત્રિવિધા એટલે ત્રણ પ્રકારની ગંગા છે ૧૧. સ્કંદ કહે છે:—હે પિતા જે કાસ્યપી પાપને હરનારી આપે કનિષ્ટા કહી તે તેની કેવી રીતે ક્રિયા કરવી તે કહો ૧૨. શિવ કહે છે:—અરૂણોદય વખતે ઉઠીને ત્રણ વાર અથવા પાંચ વાર તિર્થપ્રદક્ષિણા કરીને ૧૫. વરૂણને પૂજીને કુશેશ્વરનું પૂજન કરીને ગંગાજીને જમણે પડખે બેસીને બે અશ્વિનિકુમારને ૧૬. પૂજીને સંગમ પાસે રહેલા નિળકંઠ મહાદેવ તથા અશ્વમેધેશ્વર તથા ધનેશ્વરના લિંગને ૧૭. પૂજી તથા સર્વ કામને આપનારા ત્રિસંધેશ્વરને ભુવનેશ્વર કપોતિશાતકેશ્વરને પ્રણામ કરી પછી બહારથી કાર્તિકસ્વામીને પ્રણામી ઘેર જઈ ત્ર્યંબકેશ્વરનું પૂજન કરીને કાંઠેની પિપ્લલેશ્વરનું પૂજન કરવું ૨૧. ગોવર્ધનેશ્વર તેમ પિતૃ તિર્થમાં પિત્રેશ્વરની સ્તુતી કરી પશ્ચિમ વાહિની ગંગાના ૨૨. સંગમપર રહેલા ગરૂડેશ્વરનું પૂજન કરી પછી જગદંબા ગંગાનું પૂજન કરી કશ્યપી સંગમ પ્રત્યે જવું ૨૩. ત્યાં જઈ શિવનું ધ્યાન ધરી ગંગાજીમાં સ્નાન કરી પવિત્ર એવા સંગમ પ્રત્યે પૂજા તથા ઉપસ્કર સાથે ત્રિપથાં એવી ગંગાજીનું પૂજન કરવું અને સ્તુતી કરવી. હે ગંગા તારી વિભુતી ઐશ્વર્યતાને કોઇ જાણતું નથી એવી મહા પ્રભાવવાળી તને નમસ્કાર છે ૨૫. પાર્વતીને હમેશા અંગીકૃત કરી રાખેલી છે તો પણ શંકર આપને હૃયસીક વડે ધારણ કરે છે. શિવ કહે છે:—એ પ્રમાણે પાપને નાશ કરનારી ગોદાવરી નદીની સ્તુતી કરી ૨૬. સંસારના તાપથી બળી ગયેલા મનુષ્યનો ઉદ્ધાર કરનારી એવી તે નદીના દક્ષિણ કિનારાનો આશ્રય કરવો ત્યાં સ્નાન કરી શિવને નમસ્કાર કરી જમણો માર્ગ લેવો ૨૭. પ્રથમ બોધિનીને કાંઠે સ્નાન કરી બોધેશ્વરના દર્શન કરી પિતૃદેવ વિગેરેને તૃપ્ત કરીને ૨૮. તે પછી વરિકા તથા ગંગા દેવિને તથા આઢાર ભૂજાવાળીને ચક્ર તિર્થમાં બિરાજેલી સુરેશ્વરી દેવીને ૨૯. ચક્રેશ્વર મહાદેવને મહાવિષ્ણુને રવીને એટલાનું પૂજન કરી સંગમેસ્વર ૩૦. પૂજન કરી પ્રસન્ન મનથી ગંગાજીનું ધ્યાન વારંવાર ધરી ગંગાના સંગમમાં રહેલા રામેસ્વરને ભકિત વડે ૩૧. તથા પ્રયાગને ત્રિશે શંકરનું લીંગ તથા ગણના લાયક એવા ત્રણ પતી તેને થતા મત્તભૈરવને પણ નમસ્કાર કરીને ૩૨. નાગતિર્થમાં નાગેસ્વરને તથા અહલ્યા સંગમેશ્વરને તેમજ રૂદ્રેશ્વરને પૂજન કરીને ૩૩. તે પછી ગૌતમીને કાંઠે ગૌતમેશ્વરને પ્રણામ કરીને કેતકીશ્વર

કનખલેશ્વર તથા કાંચનેશ્વર ૩૪. ઇન્દ્રેશ્વર તથા દેવના દેવ એવા સુખને આપનાર ત્રિપુરેશ્વર કેદારેશ્વર નૃસિંહેશ્વર વિગેરે દેવને તથા જળમાં રેહનાર દેવને નમસ્કાર તથા પૂજન કરી ૩૫. સમાધિ કરી કુશાવર્ત વિનાથી નહિ એવી મેં મોક્ષને આપનારી પ્રદક્ષિણા ૩૬. હે દેવી તારી સન્મુખ કરી તે પૂર્ણ થજો તે પછી ઘેર આવી બ્રાહ્મણનું પૂજન કરી ૩૭. પ્રસન્ન અંતઃકરણે શાન્તિથી જમીને પછી પ્રદક્ષિણા પૂર્ણ થવાના હેતુથી દીપનું દાન કરવું ૩૮. ગામમાં જઇ પાછાં બ્રાહ્મણોને તૃપ્ત કરે તો અતુલ ફળ મળે છે ૩૯. શંકર કહે છેઃ—એ પ્રમાણે તને બધું ગોદાવરી પ્રદક્ષિણાનું મહાત્મ્ય જે અતિ દુર્લભ છે તે કહી સંભળાવ્યું ૪૦. સમુદ્ર પર્યંત પ્રદક્ષિણા કરવાથી જે ફળ થાય તેટલુંજ ફળ એવું તને કહી સંભળાવ્યું ૪૧. વૃદ્ધિ કે કન્યા નક્ષત્રથી અથવા શિવના દર્શનથી ફળ થાય છે તે તને કહી સંભળાવ્યું ૪૨. બ્રાહ્મણરૂપી વૃક્ષમાંથી ઉત્પન્ન થયેલી એવી ઇચ્છાનુંસાર ચાલનારી ગૌતમના પુણ્યના સંશયથી તેમાં યશરૂપી થઇને ત્રણ સ્થળે ફેલાયલી પાપને નાશ કરનારી જટાયુકત એવી ને મોતીના ફળ સમાન ઉજ્વળ તે મનને હરણ કરનારી દેવી હે સ્કંદ રક્ષા કરો ૪૩. એ પ્રમાણે સર્વ જગતને પવિત્ર કરનારૂં પવિત્ર સુખ આપનારૂં તથા સર્વ મનુષ્યોમાં ગવાયેલું એવું ચરિત્ર છે તે તને કહી બતાવ્યું તે જે કોઇ સાંભળે ભણે તે શિવ સમીપે વસે ૪૪.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ શંકર સ્કંદ સંવાદમાં ગોદાવરી પ્રદક્ષિણા મહાત્મ્ય નામનો અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.**

---

## અધ્યાય ૧૯ મો.

શંકર કહે છેઃ—આ ગોદાવરીની યાત્રા સિંહસ્થ વર્ષમાં અવસ્ય કરવી ૧. મુંડનાદિ પ્રદોષ નદી તિરમાં રહેનારાએ પણ શ્રાદ્ધ તો કરવું; મુંડ ને ઉપાસ કરવો પણ તેને કાંઠે રહેનારાએ ન કરવું જે કોઇ નવમાને દીવસે પિંડદાન કરે છે ૪. તેના પિતૃઓ મુકત થાય છે. સિંહસ્થ ગુરૂ વર્ષમાં પુષ્કર તિર્થનો યોગ છે તેજ ગોદાવરીને સ્થળે અતિ ફળને આપવા વાળો છે ૫. ગૌતમીમાં પુષ્કર નામના તિર્થના યોગથી જે ફળ થાય છે, ત્યારે તે સ્થળે

સ્નાન કર્યાથી ફળ થાય એમાં શી નવાઈ. ત્યાં સ્નાન તથા દાન કર્યાથી યજ્ઞનું ફળ મળે છે ૬. એક વર્ષ પર્યંત ગૌતમીમાં સ્નાન કર્યાથી તથા રહ્યાથી જે ફળ થાય છે તેટલુંજ તે સ્થળે એક દિવસમાં ફળ થાય છે ૭. કલિયુગનાં બે લક્ષ વર્ષ ગયાં હતાં ત્યારે માનધાતા રાજા ચક્રવર્તિ રાજ્ય કરતો હતો ત્યારે બ્રહ્મકલ્પ હતો, કચ્છાવતાર હતો ત્યારે તેમજ સિંહના ગુરૂ હતા ત્યારે ૮. માઘ શુદ ૧૦ દશમને સોમવારને દીવસે મધ્યાહ્ન વેળાએ ગૌતમની પ્રાર્થનાથી ગંગાજી પૃથ્વિ ઉપર પધાર્યા ૯. તે સર્વ પાપિષ્ટ જનોને તારવાને માટેજ પધારી પ્રથમ ઉદુંબર વૃક્ષના મૂળ નિચેજ ગયાં ૧૦. ત્યાં છે, તે ગૌતમે પ્રાર્થના કરીને પ્રથમજ સ્નાન કર્યું ૧૧. પછી કુશ (દર્ભ) વડે તે નદી વિંટાઇ ગયાં ત્યારે સર્વ રૂષિએ તેનો સત્કાર કર્યો અને તે સ્થળ કુશાવર્ત એમ નામ પડયું ૧૨. પુણ્યના સંચય વિના એ તિર્થ મળવું અતિ દુર્લભ છે. પોતાના વજન જેટલું સોનું સસ્ત એ રવિ હોય ત્યારે દાન આપે ૧૩. અથવા કુરૂક્ષેત્ર કે પ્રયાગમાં દક્ષણાઓ આપે તેમને જે ફળ થાય તેજ ફળ કુશાવર્ત ક્ષેત્રમાં ૧૪. ગાય દાન કર્યાથી, જપ કર્યાથી, ધ્યાન ધર્યાથી, મહાત્મ્ય સાંભળ્યાથી, પાઠ કર્યાથી થાય છે તેમજ અતિ મુક્તિને આણનાર છે ૧૫. જે કોઈ આ મહાત્મ્ય સાંભળે કે ભણે અથવા ભક્તિથી સંભળાવે તે શ્રેષ્ટ ગતિને પામે છે ૧૬. અહિ દાન કર્યાનું ફળ બ્રહ્મા પણ કેવાને શક્તિવાન નથી. જે જે મનની ઇચ્છા હોય તે પૂરી થાય છે ૧૭. સિંહસ્થ ગુરૂ વર્ષમાં જે કોઈ ગોદાવરી મહાત્મ્ય સુવર્ણ સિંહસાથે ૧૮. જે પરમ ભક્ત હોય તેનેજ આપે છે, તેના પુણ્યનો અંત નથી, એમાં સંશય નહિં ૧૯. એકાગ્રચિત્ત કરીને જે સંભળાવે છે, સાંભળે છે ને પાઠ કરે છે ૨૦. તેનાં મોટાં મોટાં પાપો પણ નાશ પામે છે અને દેહનો જ્યારે અન્ત થાય ત્યારે ગોદાવરીના ફળથી મુક્તિ મળે છે ૨૧.

**ઇતિશ્રી સ્કંદ પુરાણ તીર્થયાત્રાનું સંક્ષિપ્ત વર્ણન નામનો**
**અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.**

**श्री मद्भगवतत्परायणेन कानजी सूत दामोदरेण गुर्जर भाषायां**
**अयं ग्रंथः कृतः लेखनि [illegible]: क्षन्तव्येतिमेर्यना ।**

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

આ પુસ્તક મુંબાઈ, અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા, નડીઆદ, ચાણોદ, સિદ્ધપુર, ડાકોર, દ્વારકાં, નાશીક, રાજકોટ, ભાવનગર, પોરબંદર, વગેરે સ્થળોના બુકસેલરોને ત્યાંથી મળશે.

